ચુડાનિવાસી ગાંધી જીવણલાલ માણેકચંદના
સ્વર્ગસ્થ માતુશ્રી અંબાબાઇના સ્મરણાર્થે ભેટ

# નિત્ય સ્મરણ




છપાવી પ્રસિદ્ધ કરનાર:
ગાંધી જીવણલાલ માણેકચંદ
ઠે. બ્રહ્મપોળ, સાણંદ

# પ્રભુ યાચના

[ શું કહું કથની મારી—એ લય. ]

ઇચ્છું નિશદિન એવું દેવ, ઇચ્છું નિશદિન એવું. ટેક

અજાણતા પણ મારા કરથી, શ્રેય અવરનું થાઓ;
તન મન ધન સાધન સહુ મારાં, એ પંથે યોજાઓ. દેવ૦૧

અર્પણ યોગ્ય સ્થળે કરૂં એવી, પ્રેમદશા પ્રગટાવો;
યાચકતાની અધમદશા ટળી, ઉદાર ગુણ ઉભરાવો. દેવ૦૨

પાપ પંથમાં પગ મુજ ન પડે, એ સમજણ પ્રભુ આપો;
દુઃખમાં પણ વિસરૂં નહિ તુજને, એ લાયકતા લાવો. દેવ૦૩

કામ ક્રોધ ને લોભ લુંટારા, લહે ન મુજને લુંટી;
અંત સમે મને અકામ મરણે, કાલ ન મારે કુટી. દેવ૦૪

મૃગજળ સરખા વિવિધ વિષયમાં, મન લલચાય ન મારૂં;
શરણાગત આ સંત શિષ્યને, તારક શરણું તમારૂં. દેવ૦૫

---

નિવાસી ગાંધી જીવણલાલ માણેકચંદના

સ્વર્ગસ્થ માતુશ્રી ગંગાબાઇના સ્મરણાર્થે ભેટ

---

# નિત્ય સ્મરણ



સંશોધન કરી,

છપાવી પ્રસિદ્ધ કરનાર :

ગાંધી જીવણલાલ માણકચંદ

ઠે. [illegible]ક્ષપોળ, સાણંદ



કીમત સદુપયોગ.

# બે બોલ.

મ્હારા સદ્‌ગત પૂ. માતુશ્રીના સ્મરણાર્થે એક પુસ્તક પ્રગટ કરી અમુક અંશે ફરજમાંથી મુક્ત થવાની ઇચ્છા ઘણાં દિવસ થયા હતી, તેવામાં અમદાવાદ, સંઘવી વાડીલાલ કાકુભાઇ પાસે જવાનું બનતાં, તેમણે શાહ ત્રીભોવનદાસ મોરારજીના સ્વર્ગસ્થ પત્નીના સ્મરણાર્થે 'નિત્ય સ્મરણ' પુસ્તક છપાવવા માટે તૈયાર કરેલું મ્હારા જોવામાં આવ્યું ને તે દરેકને મનન કરવા યોગ્ય જણાતાં, આ બીજી આવૃત્તિ રૂપે પ્રગટ કરવામાં આવે છે.

આશા છે કે, દરેક આત્માર્થી વ્યક્તિ આવા આત્મહિતાર્થે પુસ્તક-મનન-નો અવશ્ય લાભ લેઇ-લેવરાવી-આત્મશ્રેય કરશે.

ઉપરોક્ત પુસ્તક તુરતજ પ્રસિદ્ધિમાં લાવવાની વ્યવસ્થા માટે સંઘવી વાડીલાલ કાકુભાઇનું સ્મરણ હું વીસરી શકતો નથી.

સાણંદ<br>
અકટોબર, ૧૯૮૭. } ગાંધી જીવણલાલ માણેકચંદ

# સ્મરણાંજલી



## સ્વર્ગસ્થ પૂજ્ય માતુશ્રી !

આપે અમને ખંતથી ઉછેરી, કાળજીથી ભણાવી, જે અનુપમ પુત્રવાત્સલ્ય દર્શાવી જન્મ જન્માન્તરના ઋણિ બનાવ્યા છે, તે ઋણમાંથી અમે સંપૂર્ણ અંશે તો કદી પણ મુક્ત થઇ શકીએ તેમ નથી; પરંતુ યત્કિંચિત મુક્તિ મેળવવાને–બની શકતું ઋણ ફેડવાને—ફૂલ નહિં તો ફૂલની પાંખડી તરીકે આ 'નિત્ય સ્મરણ' નામક ન્હાનકડા પુસ્તક–પુષ્પની સ્મરણાંજલિ શ્રદ્ધાપૂર્વક સમર્પણ કરતાં, અમે છીએ–

આપના

દીન કીંકર બાળકો

જીવણલાલ, મોહનલાલ અને દલસુખલાલ.

# નિત્ય સ્મરણ.

---

## સ્તુતિ

[ શાર્દુલવિક્રિડીત. ]

વંદુ વીર નમાવી શીર તમને,
સન્માનું હું સર્વદા;
સત્કારૂં સદ્બુદ્ધિ એ શુભ ગુરૂ,
આચાર સુંદર સદા. ૧
કલ્યાણી કરૂણા ધણી ગુણ મણિ,
માંગલ્યકારી મુનિ;
જીવોને સુખદાય માય સરખા,
ગંભીરતાદિ ગુણી. ૨

## અનુપૂર્વિ.

જ્યાં ૧ હોય ત્યાં નમો અરિહંતાણું કહેવું.
જ્યાં ૨ હોય ત્યાં નમો સિદ્ધાણું કહેવું.
જ્યાં ૩ હોય ત્યાં નમો આયરિયાણું કહેવું.
જ્યાં ૪ હોય ત્યાં નમો ઉવજ્ઝાયાણું કહેવું.
જ્યાં ૫ હોય ત્યાં નમોલોએસવ્વસાહુણું કહેવું.

## ચોપાઈ.

અનુપૂર્વિ ગણજયો જોય,
છમાસી તપનું ફળ હોય;
સંદેહ નવ આણો લગાર,
નિર્મળ મને જપો નવકાર. ૧

શુદ્ધ વસ્ત્રે કરી ધરીને વિવેક,
દિન દિન પ્રત્યે ગણવી એક;
એમ નિત અનુપૂર્વિ જે ગણે,
તે પાંચસે સાગરના પાપને હણે. ૨

## દોહરા.

એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર;
તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર. ૧

ઓગણીશલાખ ત્રેસઠહજાર, બસેંપાસઠ પળ;
ત્યાં સુધી તે ભોગવે, નવકાર મંત્રનું ફળ. ૨

અશુભ કર્મકે હરનકું, મંત્ર બડો નવકાર;
વાણી દ્વાદશ અંગમે, દેખ લિઓ તત્ત્વ સાર. ૩

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

પ્રસન્ન રહો.

| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

વખતને ઓળખો.

| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

પ્રમાણિક રહો.

| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

મનને વશ કરો.

| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

ક્યાંથી આવ્યો?

| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

ક્યાં જશું?

| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

# શ્રી સામાયિક સૂત્ર.

## પાઠ ૧ લો-પંચપરમેષ્ટિને નમસ્કારનો.

નમો અરિહંતાણં ॥ ૧ ॥ નમો સિદ્ધાણં ॥ ૨ ॥ નમો આયરિઆણં ॥ ૩ ॥ નમો ઉવજ્ઝાયાણં ॥ ૪ ॥ નમો લોએ સવ્વસાહૂણં ॥ ૫ ॥ ૧ ॥

## પાઠ ૨ જો-ગુરૂવંદનાનો.

તિખ્ખુત્તો, આયાહિણં, પયાહિણં, વંદામિ, નમંસ્સામિ, સક્કારેમિ, સમાણેમિ, કલ્લાણં, મંગલં, દેવયં, ચેઈયં, પજ્જુવાસ્સામિ ॥ ૨ ॥

## પાઠ ૩ જો-ઇરિયા વહિયાનો.

(આવતા જતાં લાગેલા પાપથી નિવર્તવાનો.)

ઈચ્છામિ પડિક્કમિઉં, ઇરિયાવહિયાએ,

વિરાહણાએ, ગમણાગમણે, પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે, ઉસા ઉત્તિંગ, પણગ દગ, મટ્ટી મક્કડા, સંતાણાસંક્કમણે, જે મે જીવા, વિરાહિયા, એગિંદિયા, બેઈંદિયા, તેઈંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઈયા, સંઘટ્ટીયા, પરિ-યાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓઠાણં, સંક્કામિયા, જીવિયાઓ, વવરોવિયા, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

---

## પાઠ ૪ થો–તસ્સ ઉત્તરોનો.

( કાઉસગ્ગના તેર આગાર બતાવવાનો. )

તસ્સ ઉત્તરી કરણેણં, પાયચ્છિત્ત કર-ણેણં, વિસોહી કરણેણં, વિસલ્લી કરણેણં, પાવાણં, કમ્માણં. નિગ્ઘાયણઠાએ, ઠામિ, કાઉસ્સગ્ગં, અન્નથ ઉસસિએણં, નિસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલિએ, પિત્તમુચ્છાએ,

સુહુમેહિં અંગ સંચાલેહિં, સુહુમેહિં ખેલ સંચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં, એવમાઇએહિં, આગારેહિં, અભગ્ગો, અવિરાહિઓ, હુજ્જમે કાઉસ્સગ્ગો, જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમોક્કારેણં, ન પારેમિ, તાવકાયં, ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં, વોસિરામિ. ॥ ૪ ॥

---

## પાઠ ૫ મો–લોગસ્સનો.

( ૨૪ તીર્થંકરની સ્તુતિ કરવાનો )

લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મતિત્થયરે જિણે ॥ અરિહંતે કિત્તઈસ્સં, ચઉવીસંપિ કેવલી ॥ ૧ ॥ ઉસભમજિયં ચ વંદે, સંભવમભિનંદણં ચ સુમઈં ચ ॥ પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે ॥ ૨ ॥ સુવહિં ચ પુપ્ફદંતં, સીઅલં સિજ્જંસ વાસુપુજ્જં ચ ॥ વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ ॥ ૩ ॥ કુંથું અરં ચ મલ્લિં,

વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ ॥ વંદામિ રિઠ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ ॥ ૪ ॥ એવં મએ અભિથુઆ, વિહુય રયમલા પહીણં જરમરણા ॥ ચઉવીસંપિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ ॥ ૫ ॥ કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા ॥ આરૂગ્ગં બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ ॥ ૬ ॥ ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા ॥ સાગરવર ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥ ૫ ॥

---

## પાઠ ૬ ઠ્ઠો—સામાયિક આદરવાની વિધિનો

દ્રવ્ય થકી સાવજ્જ જોગસેવવાનાં પચ્ચખાણ ॥ ૧ ॥ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે ॥ ૨ ॥ કાલ થકી બે ઘડી ઉપરાંત નમોક્કારગણી નપાળું ત્યાં સુધી ॥ ૩ ॥ ભાવ થકી છ કોટિયે પચ્ચખાણ ॥ ૪ ॥ કરેમિ ભંતે સામાઈઅં, સાવજ્જં જોગં પચ્ચખામિ, જાવ નિયમ

પજ્જુવાસ્સામિ, દુવિહં તિવિહેણં, ન કરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા, તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ ॥ ૬ ॥

---

## પાઠ ૭ મો—નમોથ્થુણંનો.

નમોથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણં, આઇગરાણં, તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં, પુરિસસિહાણં, પુરિસવરપુંડરીઆણં, પુરિસવરગંધહથ્થીણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઈવાણં, લોગપજ્જોયગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, જીવદયાણં, બોહિદયાણં, ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંત, ચક્કવટ્ટીણં, દીવો તાણં, સરણ ગઈ પઈઠા, અપ્પડિહયવરનાણ દંસણધરાણં, વિયટ્ટ છઉમાણં, જીણાણં, જાવયાણં, તિન્નાણં, તારયાણં,

બુદ્ધાણં, બોહિયાણં, મુત્તાણં, મોયગાણં, સવ્વન્નુણં, સવ્વદરિસિણં, સિવ, મયલ, મરૂય, મણંત, મક્ખય, મવ્વાબાહ, મપુણ, રાવંત્તિ, સિદ્ધિગઈ નામધેયં, ઠાણં સંપ-ત્તાણં, નમો જીણાણં, જીયભયાણં ॥ ૭ ॥

બીજું નમોથ્થુણ શ્રી અરિહંતદેવને કરવાનું છે. તેમાં એવી રીતે સમજવાનું કે-પહેલા નમોથ્થુણંની માફકજ પહેલેથી "સિદ્ધિગઈનામધેયં" શબ્દ સુધી કહેવું અને "ઠાણંસંપત્તાણં" શબ્દના બદલે "ઠાણં-સંપાવિઉં કામાણં" શબ્દ બોલવો અને ત્યાર પછીના શબ્દ બોલવા નહિ.

ત્રીજું નમોથ્થુણં—મ્હારા ધર્મગુરૂ, ધર્મા-ચાર્ય, ધર્મોપદેશક, સમ્યકત્વરૂપી બોધિબીજનાં દાતાર, જીનશાસનના શણગાર, એહવી અનેક સર્વ શુભોપમાએ બિરાજમાન પૂજ્યજી સાહેબજી શ્રી ૧૦૮ (પોતાના સંઘાડાના આદિપતિ ગુરૂનું નામ લેવું) સ્વામિજી આદિ,

સાધુ સાધ્વી ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વિચરે છે, ત્યાં ત્યાં તેઓને મારી સમય સમયની વંદના હોજો.

---

## પાઠ ૮ મો–સામાયિક પાળવાની વિધિનો

એહવા નવમા સામાયિક વ્રતના પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા તંજહા તે આલોઉં. મણ દુપ્પડિહાણે ॥ ૧ ॥ વયદુપ્પડિહાણે ॥ ૨ ॥ કાયદુપ્પડિહાણે ॥ ૩ ॥ સામાઇયસ્સ સઈ અકરણયાએ ॥ ૪ ॥ સામાઈયસ્સ અણવઠિયસ્સ કરણયાએ ॥૫॥ એ પાંચ અતિચાર માહિલો જે કોઈ અતિચાર લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧ ॥

સામાયિક સમકાએણં, ફાસિયં, પાલિયં, તિરિયં, કિટ્ટિયં, સોહિયં, આરાહિયં, આણાએ અણુપાલિત્તા ન ભવઈ, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨ ॥

સામાયિકમાં–દશ મનનાં, દશ વચનનાં,

બાર કાયાનાં, એ બત્રીસ દોષ માહિલો, જે કોઇ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

સામાયિકમાં–સ્ત્રીકથા* ॥ ૧ ॥ ભત્તકથા ॥ ૨ ॥ દેશકથા ॥ ૩ ॥ રાજકથા ॥ ૪ ॥ એ ચાર કથા માંહિલી જે કોઇ કથા કરી હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૪ ॥

સામાયિકમાં—આહારસંજ્ઞા ॥ ૧ ॥ ભય-સંજ્ઞા ॥ ૨ ॥ મૈથુનસંજ્ઞા ॥ ૩ ॥ પરિગ્રહ-સંજ્ઞા ॥ ૪ ॥ એ ચાર સંજ્ઞા માંહિલી, સંજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૫ ॥

સામાયિક–વિધિએ લીધું, વિધિએ પાળ્યું વિધિએ કરતા અવિધિએ થયું હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૬ ॥

સામાયિકમાં—અતિક્રમ ॥ ૧ ॥ વ્યતિ-ક્રમ ॥ ૨ ॥ અતિચાર ॥ ૩ ॥ અણાચાર ॥ ૪ ॥ જાણતાં, અજાણતાં, મને, વચને,

---

* સ્ત્રીઓએ આ ઠેકાણે 'પુરૂષકથા' એમ કહેવું.

કાયાએ કરી કોઈ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૭ ॥

સામાયિકમાં–કાનો, માત્ર, મીંડી, પદ, અક્ષર, ઓછો, અધિક, વિપરીત ભણાયો હોય તો અનંતસિદ્ધ કેવળી ભગવંતની સાક્ષીએ, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૮ ॥

ઈતિ સામાયિક સૂત્રં સંપૂર્ણ.

---

## હું કોણ ?

### [ હરીગીત છંદ ]

હું કોણ છું ને આ બધું શું, સ્વરૂપ મારૂં શું ખરૂં ?
આ જન્મ મરણો શા થકી છે, એ બધાં શાથી હરૂં ?
કરવાં પડે નહિ કાર્ય ફરીને, કાર્ય એવાં શું કરૂં ?
ફરી જન્મવું મરવું પડે નહિ, એમ કઇ રીતે મરૂં ?
આ સ્વપ્ન કે સાચું હશે, તે કેમ નિશ્ચયને કરૂં ?
દુઃખ કલ્પના મુજ હોય તો, દેખાવથી શાને ડરૂં ?
મરવાતણી વસ્તુ નથી તો, ક્યા પ્રકારે હું મરૂં ?
સઘળો પ્રપંચ જ પ્રલય થાયે, ધ્યાનમાં એવું ધરૂં ?

---

## શ્રી સામાયિક વ્રત કરવાની વિધિ.

પ્રથમ મૂહપતિ જોઇને બાંધવી. પથરણું તપાસી પાથરવું. ગોચ્છો રજોહરણ તપાસીને રાખવા. પહેરવા ઓઢવાનાં બે કપડા સાફ રાખવા. પથરણાપર બેસી સામાયિકવ્રત આદરતી વખતે પાઠ ૧ લાથી પાઠ ૪થા સુધી બોલી જવા. પછી પાઠ ૩ જા તથા પાઠ ૧ લાનો કાયોત્સર્ગ કરવો. ત્યાર પછી પાઠ ૫ મો બોલીને સામાયિક માટે ગુરૂ મહારાજની સવિનય આજ્ઞા લઇ પાઠ ૬ ઠો બોલવો ( ગુરૂ હાજર ન હોય તો ઇશાનકોણ સન્મુખ શ્રી સીમંધર સ્વામીને વંદના કરી તેમની આજ્ઞા લેવી ) ત્યાર પછી પાઠ ૭ મામાં બતાવ્યા પ્રમાણે ત્રણ "નમોથ્થુણં" અને નવકાર મંત્ર બોલવા.

સામાયિકનો સમય પૂર્ણ થયે પ્રથમ પાંચ પાઠ સુધીની ક્રિયા બધી ઉપર પ્રમાણે કરવી. ગુરૂની આજ્ઞા લેવાની હોતી નથી, તેથી આગળ છઠ્ઠા પાઠને બદલે પાઠ ૮ મો બોલવો. પછી ત્રણ "નમોથ્થુણં" બોલીને નમસ્કાર મંત્રનો ત્રણ વખત ઉચ્ચાર કરવાથી સામાયિકવ્રત પૂર્ણ થાય છે.

## ચોવીસ તીર્થંકરના નામ.

૧ શ્રી ઋષભદેવ સ્વામી, ૨ શ્રી અજીતનાથ સ્વામી, ૩ શ્રી સંભવનાથ સ્વામી, ૪ શ્રી અભિનંદન સ્વામી, ૫ શ્રી સુમતિનાથ સ્વામી, ૬ શ્રી પદ્મપ્રભુ સ્વામી, ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી, ૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી, ૯ શ્રી સુવિધિનાથ સ્વામી, ૧૦ શ્રી શીતળનાથ સ્વામી, ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી, ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી, ૧૩ શ્રી વીમળનાથ સ્વામી, ૧૪ શ્રી અનંતનાથ સ્વામી, ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી, ૧૬ શ્રી શાન્તિનાથ સ્વામી, ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી, ૧૮ શ્રી અરનાથ સ્વામી, ૧૯ શ્રી મહ્લિનાથ સ્વામી, ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી, ૨૧ શ્રી નમિનાથ સ્વામી, ૨૨ શ્રી નેમનાથ સ્વામી, ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી, ૨૪ શ્રી મહાવીર સ્વામી.

## ગૃહિણી જીવન કેવું હોવું જોઇએ ?

ગૃહરાજ્યનો કારભાર વ્યવસ્થાપૂર્વક ચાલે—તેમાં અંધાધુંધી ન ચાલવા પામે તે માટે પુરૂષોનો દરજ્જો એક રાજા જેવો હોવા છતાં ગૃહરાજ્યની ખરી માલીક તો સ્ત્રી જ હોઇ શકે છે.

ગૃહરાજ્યનાં કાર્યો વિધવિધ હોય છે. તેમાંનું કયું પહેલું કરવું અને કયું પછી કરવું એ સર્વનો વિચાર કરવાનું મુખ્ય કાર્ય ગૃહરાજ્ઞી ગણાતી સ્ત્રીનું જ છે. જેવી રીતે એક મંત્રી રાજ્યનું તંત્ર ચલાવવાની જવાબદારી માથે ઉઠાવે છે, તેવી જ રીતે ગૃહરાજ્યનાં તંત્રની જવાબદારી મુખ્યત્વે સ્ત્રી ઉપર જ રહેલી છે. પુરૂષ તો ગૃહરાજ્યનો નિભાવ કરવા માટે મુખ્યત્વે ધન ઉપાર્જન કરવાનાં કાર્યમાં મશગુલ રહે છે—વ્યાપાર કે નોકરી વડે ધન મેળવવામાં તેના મનોવ્યાપાર ચાલી રહ્યા હોય છે, તેથી સીધી રીતે ગૃહરાજ્યમાં તેનો હાથ રહેતો નથી. અલબત્ત, સ્ત્રી અને પુરૂષ પરસ્પર ગૃહરાજ્યનાં કાર્યોની યોગ્ય રીતે મંત્રણા

ચલાવે છે ખરા; પણ તેનો પ્રધાનપણે અમલ તો સ્ત્રીથીજ થાય છે. પુરૂષનો હાથ જ્યારે પ્રધાનપણે ધન ઉપાર્જન કરવામાંજ હોય છે, ત્યારે સ્ત્રીનો હાથ મુખ્યત્વે મેળવેલા ધનનો ગૃહરાજ્યમાં યોગ્ય ઉપયોગ કરવામાં હોય છે.

ઉપર પ્રમાણે પુરૂષ અને સ્ત્રીનાં મુખ્ય કાર્યો જૂદાં જૂદાં છે, તેથી જ્યાં સુધી તેઓ પોતાનાં ક્ષેત્ર સિવાય અન્ય ક્ષેત્રોમાં માથું મારતા નથી, ત્યાં સુધી તો તેનો કારભાર ઉત્તમ પ્રકારે ચાલ્યા કરે છે, પણ સ્ત્રી અને પુરૂષ જો એકમેકનાં પ્રધાન કાર્યો ચૂકી જાય તો ગૃહરાજ્ય ચલાવવામાં જરૂર અંધાધૂંધી થઇ રહે. પુરૂષ જે ધન કમાઇ લાવે તેનો વિચારપૂર્વક ઉપયોગ સ્ત્રીએ કરવો જોઇએ. વાતવાતમાં ગૃહકાર્યમાં સ્ત્રીએ પુરૂષનું ધ્યાન ખેંચવાની જરૂર નથી, પણ એક રાજ્યમંત્રી જેમ પોતાનાં કાર્યો યોગ્ય રીતે સંભાળી લે છે તેમ ગૃહરાજ્યનાં સર્વ કાર્યો સ્ત્રીએ સંભાળી લેવાં જોઇએ. આ સ્થળે ગૃહરાજ્યનાં

કાર્યો ગણવાની જરૂર નથી, કારણ કે જૂદાં જૂદાં પુરૂષોની આવક વધૂ ઓછા પ્રમાણમાં હોય છે તેથી તેનો ઉપયોગ પણ તે મુજબજ કરવાનો હોય છે.

સંક્ષેપમાં કહીએ તો ગૃહરાજ્યનાં કાર્યોનો ભાર મુખ્યત્વે બીજાં કાર્યો માટેજ રોકાયલા પુરૂષ ઉપર નહિ લાદતાં સ્ત્રીએ જ ઉચકી લેવો યોગ્ય છે—કાર્યવિભાગની વ્હેંચણી નજરે જોતાં પણ એજ ન્યાયયુક્ત લાગે છે.

ગૃહરાજ્યમાં કાર્યની સિદ્ધિ માટે અનેક કારણો—સાધનો હોય છે. આ સાધનોનો યોગ્ય ઉપયોગ કરવાનાં કાર્યમાં સ્ત્રી એક સ્વયંસેવિકાના દરજ્જા ઉપર મૂકાય છે. સ્વયં-સેવિકાના સેવાભાવનું માપ જેમ કાઢી શકાય નહિ તેમ, ગૃહરાજ્યનાં સાધનોનો ઉપયોગ કરવામાં તે એટલી બધી પરોવાયલી રહે છે કે તેનું માપ કાઢવું પણ કઠણ થઇ પડે.

જેમ એક રાજ્યમાં સર્વ વસ્તુઓ પોત-પોતાનાં સ્થાનકે ગોઠવવામાં આવેલી હોઇને જ શોભા આપે છે, તેમજ ગૃહરાજ્યમાંની

સર્વ વસ્તુઓ ઉચિત્ત સ્થાનકે ગોઠવવામાં અને તેમ કરીને ગૃહરાજ્યની શોભા અને ઉપયોગિતામાં વધારો કરવાનું કામ એક ઉદ્યોગપરાયણ સ્વયંસેવિકા જે સુંદર રીતે બજાવે છે તે રીતે જ એક સ્ત્રી પણ સ્વયં-સેવિકા બનીને બજાવતી હોય છે.

ગૃહરાજ્ય ચલાવવામાં મુખ્યત્વે જે સાધન–નાણુંની જરૂર પડે છે, તે મેળવવાનો તેમજ તે દ્વારા ગૃહરાજયનાં ઉપયોગી સાધનો વસાવવામાં જેમ એક પુરૂષનો હિસ્સો રહેલો છે; તેમ આ સાધનોનો યથાસ્થાને ઉપયોગ કરીને તેને સાર્થક બનાવવાનો હિસ્સો એક સ્ત્રી ઉપર પણ રહેલો છે. સ્ત્રી એ પુરૂષથી કોઇ રીતે ઉતરતા દરજ્જાની વ્યક્તિ નથી, તેથી પુરૂષ એ શેઠ અને સ્ત્રી એ તેની નોકરડી એવો પક્ષપાતી, એકતરફી અને અયોગ્ય સંબંધ કલ્પી લેવાની ગેરસમજૂતી ન થઇ જાય તેની સાવધાની રાખવાની છે.

પ્રસંગોપાત કહેવું જોઇએ કે, આ આર્યા-વર્તમાં વર્તમાનકાળમાં લગભગ દરેક સમા-

જેમાં પુરૂષ જાતિએ સ્ત્રી જાતિને 'નબળી' માનીને તેના ઉપર જે અન્યાયો કર્યાં છે અને કર્યે જાય છે; તેનું ભયંકર અને અનિષ્ટ પરિણામ એ આવ્યું છે કે, સમાજનું એક અંગ ગણાતી સ્ત્રીજાતિનો યોગ્ય વિકાસ ન થવા દઈને, તેમનાં શરીરને પક્ષાઘાતજ લાગુ પાડી તેમની તરફથી મળતી ઉત્તમ મદદો ગુમાવી બેઠા છે ! આ સામાજિક પાપમાંથી છુટવા માટે પુરૂષ–જાતિએ પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર છે. પુરૂષજાતિ જો આ પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર જેટલી જાગૃતિએ આવ્યો હોય તો સમાજમાં સ્ત્રીજાતિને પુનઃ ગૌરવાન્વિત પદ ઉપર સ્થાપી તેની સાથે માનભરી રીતે વર્તન ચલાવે.

ગૃહરાજ્યમાં ભોજનપ્રસંગ એ એક અતિ અગત્યનો પ્રસંગ છે. જો આ પ્રસંગની ઉચિત સંભાળ લેવામાં આવતી નથી તો તેનું પરિણામ ઘણું હાનિકારક આવે છે.

એ સત્યજ વાત છે કે ભોજનનું તંત્ર જેના હાથમાં રહેલું હોય છે તેના જ હાથમાં

આખા કુટુંબના મનુષ્યોનું જીવનતંત્ર પણ રહેલું હોય છે, કારણ કે તેમને જેવો ખોરાક તૈયાર કરીને આપવામાં આવે તેવા ગુણ-દોષ " જેવો આહાર તેવો ઓડકાર " નિયમ પ્રમાણે ઉત્પન્ન થવા પામે છે, એ નિર્વિવાદ વાત છે.

ભોજનપ્રસંગમાં એક આર્ય ગૃહિણીને માતૃધર્મનાં પદ ઉપર એટલા માટેજ મૂકવામાં આવે છે કે, તે પદ પૂર્ણ જવાબદારીવાળું છે. ભોજન અને તેનાં પરિણામ એ પ્રશ્ન વિષે જેટલો વિચાર એક આર્ય માતા કરતી હશે તેના સોમા ભાગે પણ બીજાઓ ભાગ્યે જ વિચાર કરતા હશે.

આર્યમાતા ભોજનનો પ્રસંગ જેવાં પ્રેમ, વ્હાલ અને વાત્સલ્યથી સાચવે છે તેવાં પ્રેમ, વ્હાલ કે વાત્સલ્ય તેના સિવાય બીજા કોઇમાં સંભવતાંજ નથી, કારણ કે ભોજનના તેમજ બીજા પ્રસંગોમાં પણ ઉપરના ગુણો એક આર્ય ગૃહિણીમાં જન્મસિદ્ધપણે રહેલા હોય છે. ભોજનપ્રસંગે એક આર્ય પત્નીએ માતૃધર્મ ધારણ કરવાની એટલા માટે જરૂર

છે કે, એક માતા તરીકે ભોજન કરાવવાથી પતિના શરીરની જે રીતે સંભાળ લઇ શકાય છે, તેવી સંભાળ બીજી કોઇ રીતે લઇ શકાતી નથી. ભોજન એ શરીરનાં બંધારણમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવતું હોવાથી આ કાર્ય ઉત્તમોત્તમ રીતે થાય તે ઘણું જરૂરનું છે.

ખેદની વાત છે કે, આજે ઘરમાં ઉત્તમ પ્રકારનું ભોજન મળી શકે તેમ હોવા છતાં ઘણા યુવાનોને ખાવાને માટે બજારૂ વાનીઓ મંગાવી ખાવી પડે છે! આનું કારણ સ્પષ્ટજ છે અને તે એ કે આર્યપત્નીએ ભોજનપ્રસંગે જે માતૃધર્મ ધારણ કરવાનો છે તે વીસરી જવાયો છે તે છે. આમ મુખ્યત્વે બજારૂ વસ્તુઓ ખાવાના ચસકામાં પડેલો આજનો યુવાન વર્ગ પોતાનાં તન, મન અને ધનનીજ ખરાબી કરી રહ્યો છે એમજ નથી; પરંતુ પોતાની ભાવી પ્રજાને પણ આ વિનાશના માર્ગ તરફ ઘસડી રહ્યો છે એ પણ તેટલાજ ખેદની વાત છે! આજના યુવાન વર્ગને મુખ્યત્વે ઘરનાં ભોજન તરફ વાળવાનું કાર્ય એક માતાથી અવશ્ય કરી

શકાય છે; પરંતુ આવા પ્રકારના સંસ્કારો આજની કન્યાને આપવામાં નથી આવતાં તેજ આ ધર્મની હાનિનું પરિણામ છે.

આર્યગૃહિણીએ શયનગૃહમાં સુખનું વાતાવરણ વિસ્તારી મૂકવામાં કચાશ રાખવી ઘટે નહિ. શયનગૃહમાં ઉપયોગમાં લેવાની સર્વ સામગ્રી ઉત્તમ પ્રકારની તેમજ સ્વચ્છ જોઇએ. પહેરવાનાં વસ્ત્રો, તળાઇ, ઓછાડ અને ઓશીકાં વગેરે સાહિત્યો સુંદર હોવાં જોઇએ, ઉપરાંત શયનગૃહમાં ખુલ્લી હવા આવવાનાં પુષ્કળ બારી-બારણું પણ જરૂરનાં છે.

ગૃહરાજ્યમાં શયનગૃહ સુંદર અને સુખકારક એટલા માટે બનાવવું જોઇએ કે, તેમાં સ્ત્રી અને પુરૂષનાં જીવનનો અર્ધો વખત પસાર થવાનો હોય છે.

ગૃહરાજ્યનાં શયનગૃહમાં પરસ્પરનો ખરા અંતઃકરણપૂર્વક સત્કાર કરવો જરૂરનો છે. વળી પ્રસંગને અનુસરતાં મધુર વચનોથી વાર્તાલાપ પણ કરવો ઘટે છે. આ વાર્તાલાપ માત્ર સ્નેહમાં વધારો કરે છે એમજ ન-

માનતાં પરસ્પરના વિનોદમાં, જ્ઞાનમાં અને અનુભવમાં પણ વધારો કરે છે.

ગૃહરાજ્યમાં ગૃહ પોતે જ જ્યારે દંપતીનું એક ખરેખરૂં વિશ્રામસ્થાન છે ત્યારે એક શયનગૃહ તો તેવું કેમ ન હોય ? અવશ્ય હોય. આવાં વિશ્રામસ્થાનમાં ઉભયપાત્રોને સર્વ પ્રકારે વિશ્રાંતિજ મળવી જોઇએ. સ્ત્રી અને પુરૂષ–ઉભયનો સર્વ પ્રકારનો બોજો ઉતારવામાં આ સ્થાન મદદગાર થઇને શાંતિનું સામ્રાજ્ય પ્રસારનાર થવું ઘટે છે.

જ્યારે શયનગૃહમાં ઘણાં સ્ત્રી–પુરૂષો પ્રસંગ વગરની અને નિર્માલ્ય વાંતો કરે છે ત્યારે તેમનો બોજો ઘટાડવાને બદલે શયનગૃહ એ બોજો વધારવાનું જ સ્થાન થઈ પડે છે. આ તેમની અજ્ઞાનતાનું જ પરિણામ છે. સંસ્કારી દંપતીએ તો શયનગૃહમાં સુખ, આનંદ અને વિનોદનું જ વાતાવરણ રચાય તેવોજ વાર્તાલાપ કરવો જરૂરનો છે.

ગૃહરાજ્યનાં જે શયનગૃહમાં સ્ત્રી–પુરૂષે રાત્રિ પસાર કરવાની હોય છે અર્થાત

જીવનનો અધોકાળ જે સ્થાનમાં ગાળવાનો હોય છે, તે સ્થાન આળસ કે બેદરકારીને લીધે કોઈપણ પ્રકારની ઉણપવાળું રાખી શામાટે આનંદ ગુમાવવો જોઇએ ?

તમારૂં શયનગૃહ બને તેટલું સ્વચ્છ રાખો, તેમાંનાં સર્વ સાહિત્યો ઉત્તમ પ્રકારે યથાસ્થાને બરાબર ગોઠવો. શયનગૃહ, એટલે તેમાં શયનજ કરવું એવો તેનો સંકુચિત અર્થ ન કરતાં તેમાં વિનોદાત્મક નવલકથાનાં ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ પણ રાખી શયનગૃહમાં રાત્રીના પ્રથમ ભાગમાં તેવા પુસ્તકોનું વાંચન કરીને પણ વિનોદમાં વધારો કરી શકાય.

ધર્મ તરફ લક્ષ આપવાનું પ્રધાનકર્ત્તવ્ય પણ સ્ત્રીનુંજ ગણાય, છતાં પતિ સાથે ઘટતી મંત્રણા ધારે ત્યારે જરૂર કરી શકે છે. સ્ત્રીએ જે ધર્મો બજાવવાના છે, તેના અનેક પ્રકારો છે. તેમાંના કેટલાક વ્યક્તિ-ગત હોય છે અને કેટલાક સામાજિક પણ હોય છે. એકંદર શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક, વ્યાવહારિક, આર્થિક અને

કૌટુંબિક જે જે ધર્મો છે તેનો પણ પ્રસંગ આવ્યે વિચાર કરી યોગ્ય અમલ કરવાનો હોય છે. ઉપરના ધર્મો તરફ ઉપેક્ષા વૃત્તિ લગારે ન બતાવતાં તેને અનુકૂળ જ થવાનું હોય છે.

વિવિધ ધર્મોનું જ્ઞાન કંઈ થોડા દિવસમાં કે થોડી રાત્રિઓમાં મળી જતું નથી, પણ તે મેળવવાને મહીનાઓ અને વર્ષો લાગે છે.

જે સ્ત્રીને જે પ્રસંગે જે ધર્મ બજાવવાનો હોય તે પ્રસંગે જો તે, તે વિષયનાં ઉંડાણમાં ઉતરે તો તેમાંથી ઘણો અનુભવ મેળવી શકાય એ સ્વતઃસિદ્ધ છે.

સ્ત્રી-પુરૂષે ખાત્રીપૂર્વક સમજી રાખવું કે, પોતે જ્યાં સુધી પોતપોતાના ધર્મના પાયા ઉપર ઉભા છે ત્યાં સુધી તેઓ સાચા સ્ત્રી-પુરૂષ છે, પણ જે સમયે એ ધર્મોથી ભ્રષ્ટ થયા તે સમયે તેઓમાંથી કોઈનું મૂલ્ય એક બદામ જેટલું પણ આંકી શકાય નહિ.

ધર્મને અનુકૂળ થનાર સ્ત્રી હો કે પુરૂષ હો, પણ તેમનું કદિ પણ અકલ્યાણ સંભવે નહિ, કારણ કે ધર્મ પોતે એવી વસ્તુ છે કે,

સ્ત્રી હો કે પુરૂષ હો, બાળક હો કે બાલિકા હો; તે કોઇને પણ ધારણ કરી રાખે છે—ટકાવી રાખે છે અને તેમને પડવા ન દેવા એજ ધર્મનું કર્તવ્ય છે. આ ઉપરથીજ ધર્મને શાસ્ત્રકારોએ એક રક્ષક તરીકે, એક મિત્ર તરીકે અને એક બંધુ તરીકે ગણ્યો છે.

ધર્મનું ઉપર મુજબ સ્વરૂપ હોવાથી તેને અનુકૂળ વર્તિ ચાલવાથી જીવન અને સર્વસ્વનું રક્ષણ થાય છે.

ગૃહમાં ઘણા મનુષ્યો હોય છે. તેમને પરસ્પર થતી અથડામણ અટકાવવામાં 'ક્ષમા' ગુણ જેવો કાર્યસાધક નીવડે છે તેવો બીજો ભાગ્યે જ કોઇ હશે. ગૃહરાજ્યમાં 'ક્ષમા' ગુણ યોગ્ય રીતે નહિ કેળવેલો હોવાથી જ સેંકડો ગૃહો પાયમાલ થયાના દાખલાઓ છે.

ગૃહરાજ્ય ચલાવવામાં આ ગુણ બેશક, મદદગાર થાય છે ખરો; પરંતુ તેનો અર્થ એવો તો ન જ થઇ શકે કે ગૃહરાજ્યની મુખ્ય અધિષ્ઠાત્રી ધર્મપત્નીએ અયોગ્ય પ્રસંગે પણ ક્ષમા ગુણ બતાવવો. જ્યારે પોતાની

ઉપર કે કુટુંબના આશ્રિત જનોની ઉપર ગુન્હા વગર પણ અન્યાય થતા હોય ત્યારે તો ક્ષમાને દૂર કરી તેનો યોગ્ય પ્રતિકાર કરવો ઘટે છે. કારણ કે અયોગ્ય રીતે થતા અત્યાચારો નબળાઇ બતાવી ખમી લેવા એ મનુષ્યને તો લાંછનરૂપ જ છે.

ક્ષમા ગુણ પોતાનાં સ્થાનમાં ઉચ્ચ દરજ્જો ધરાવે છે, માટે ગૃહરાજ્યની અધિષ્ટાત્રીમાં તો આ ગુણ હોવોજ જોઇએ. જ્યાં ક્ષમા ગુણ છે ત્યાં સંસારના દુઃખોનું મૂળ ગણાતો કલેશ તો ઉભોજ રહેવા પામતો નથી. આ ગુણનું એવું સર્વોપરિપણું હોવાથી જૂનો ગૃહકલેશ પણ નાશ થઈ શાંતિનો વિસ્તાર થાય છે.

---

## સોલ સતીનાં નામ.

૧ બ્રાહ્મી, ૨ સુંદરી, ૩ ચંદનબાળા, ૪ રાજેમતી, ૫ દ્રૌપદી, ૬ કૌશલ્યા, ૭ મૃગાવતી, ૮ સુલસા, ૯ સીતાજી, ૧૦ સુભદ્રા, ૧૧ સુવાદેવી, ૧૨ કુંતાજી, ૧૩ દેવદંતા, ૧૪ ચીલણારાણી, ૧૫ પ્રભાવતી, ૧૬ પદ્માવતી.

---

## બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય એટલે સર્વ ઇંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબૂ. જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી, પણ આ આદર્શસ્થિતિ હોઇ તેટલે સુધી પહોંચેલાં માણસો જવલ્લે જ જોવામાં આવે છે. હું માનું છું કે મન, વાણી ને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઇ શકે. અને જે પ્રજામાં આવાં સ્ત્રી પુરૂષો નથી એની અધોગતિ ચોક્કસ છે. મારી માન્યતા છે કે, બ્રહ્મચર્યનો ઉપયોગ કેવળ શરીર અર્થે ન જ થાય. એ તો રૂપીયાને પૈને દામે વટાવી નાખવા જેવું થાય. બ્રહ્મચર્યનું પાલન નહિ કરનાર વ્યક્તિ મનુષ્ય મટે છે. પશુ તો સ્વભાવે બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેને સ્વાદ નથી, તેને ઇંદ્રિયોનો વિલાસ નથી. પશુ મર્યાદિત રહે છે; એટલે બ્રહ્મચર્યનું પાલન નહિ કરનારને ઘણી વેળા પશુની ઉપમા આપવામાં આવે છે એમાં પશુનું અપમાન રહેલું છે.

બ્રહ્મચર્ય એ મનુષ્ય જાતિનો પણ સ્વભાવ જ છે, આત્માનો તો છે જ. બ્રહ્મચર્ય નહિ પાળનારનો આત્મા મૂર્છિત છે. જાગૃત આત્માવાળો પોતાના શરીરનો અતિશય મેલો ને દુ:સહ પરિણામ લાવનારો ઉપયોગ કદી ન કરે. ઉન્નત વિચાર માત્રથી બ્રહ્મચર્યનું પાલન તદ્દન શકય ને સહેલું છે, પણ જ્યારે મનુષ્યને મેલા વિચાર આવે છે ત્યારે તે ઘેલો બને છે, ને ક્ષણિક સુખ ભોગવ્યા પછીનો કડવો અનુભવ ભૂલી જઈ પાછો તેનો તેજ બને છે.

બ્રહ્મચારી દુર્બળ હોય જ નહિ. તેનું મન, તેનું શરીર, તેનો આત્મા ધાર્યું કામ આપે છે. બ્રહ્મચારીને પશુ બળની આવશ્યક્તા નથી. બ્રહ્મચારીમાં શારીરિક કષ્ટથી બરદાસ્ત કરવાની અપરિમિત શક્તિ હોય છે. બ્રહ્મચારીનું શરીર થાકતું જ નથી, એમ કહીયે તો ચાલે. એવા બ્રહ્મચારી જવલ્લે જ જોવામાં આવે છે.

માતાઓ અને ઘરનાં વડીલો નિર્દોષ છોકરાંઓના મન ઉપર બચપણથી જ અમુક

વરસની ઉમ્મરે પહોંચતાં જ પરણવા અગર સાસરે જવું પડવાની વાત ઠસાવવાને પોતાનો ધર્મ સમજે છે. બચપણથી જ, ક્યાંક ક્યાંક તો પારણામાંથી જ એમનાં સગાઇ વેશવાળ કરી દેવામાં આવે છે. જે રીતે એમને પહેરાવવા ઓઢાડવામાં આવે છે, એ બધું એમનામાં વિકારોને વહેલા જાગૃત કરવામાં મદદ કરનારૂં હોય છે. આપણી પોતાની લ્હાવો લેવાની બળતરા તૃપ્ત કરવા અગર આપણા મિથ્યાભિમાનને સંતોષવાની ખાતર આપણે છોકરાંઓને પૂતળાં પુતળીઓની જેમ શણગારીએ છીએ. આનું સ્વાભાવિક પરિણામ એકજ આવે. અકાળ યૌવન, અકાળ સંતતિ, અકાળ મૃત્યુ. માબાપના વર્તનનો વસ્તુપાઠ શીખવામાં છોકરાં વાર લગાડતાં નથી. તેમના સ્વચ્છંદ છોકરાઓને પૂરેપૂરાં નિરંકુશ બનવાને દાખલાની ગરજ સારે છે.

બ્રહ્મચારીને વ્યાયામ સામાન્ય હોય છે. તેને ખુલ્લી હવાની પૂરી જરૂર છે. મેલી હવાથી શરીર જેટલાં નબળાં થાય છે તેટલાં

નબળાં ભાગ્યે બીજી બાહ્ય અસરોથી થતાં હશે. સામાન્ય ચાલે, ટટાર શરીરે, દષ્ટિ ભોંય ભણી રાખીને શાંત ચિત્તે એકાંત સ્વચ્છ સ્થાનમાં ચાલતા જવું. તે દરમ્યાન જેમ ફેફસાં સ્વચ્છ હવાથી સાફ થતાં જાય તેમજ સ્વચ્છ વિચારોથી હૃદયના ને મગજના મેલો, જો મનુષ્ય કહાડતો જાય તો તે શરીરે ને મને બળવાન થાય જ.

બ્રહ્મચારી મિતાહારીજ નહિ પણ અલ્પાહારી પણ હોવો જ જોઇયે. તેનું શરીર પ્રવૃત્ત રહેતું છતાં ઓછામાં ઓછું ક્ષીણ થાય છે, તેથી તેને ઓછામાં ઓછા ખોરાકની જરૂર પડે છે. ખોરાકમાં મસાલા ને મિષ્ટાન્નોનો ત્યાગ આવશ્યક છે. જેને આપણે ભારે ખોરાક કહીએ છીએ તે ત્યાજ્ય છે. જેને માનસિક કામ ઘણું છે તેને કઠોળ વેરી છે. ઘઉં, દુધ અને કંઇક લીલોતરી ને બને તો લીલું ફળ એ ઉપરાંત ભાગ્યે જ બીજી વસ્તુની જરૂર હોય.

—ગાંધીજી.

# ચેત ચેત નર ચેત !

પરલોક સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત ! ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત ! ૨
ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હુશીયાર થઇ, ચેત ચેત નર ચેત ! ૩
તન ધન તે તારાં નથી, નથી ત્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત ! ૪
પ્રાણ જશે જ્યાં પીંડથી, પીંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત ! ૫
રહ્યાં ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત ! ૬
રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ કયાં, ચેત ચેત નર ચેત ! ૭
કાળા કેશ મટી ગયા, સર્વે બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું. ચેત ચેત નર ચેત ! ૮
માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત;
કયાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત ! ૯
શુભ શિખામણ સમજીને, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એ જ છે, ચેત ચત નર ચેત ! ૧૦

# વૈધવ્ય.

વિધવાઓ વિષેના આંકડા જેના વાંચવામાં આવે તેનું હૃદય રડવું જ જોઇએ. વિધવા વિવાહ એ જ એ દરદનો સીધો ઇલાજ છે એમ અધીરા સુધારક બોલી ઉઠે છે. મારાથી એમ નથી કહી શકાતુ. હું પણ કુટુંબી છું. મારા કુટુંબમાં ઘણી વિધવાઓ છે. પણ તેઓને ફરી પરણવાનું કહેવાની મારી જીભ ન જ ચાલે! તેઓ ફરી પરણવાનો વિચાર પણ નહિ કરે. પણ જેને બળાત્કારે વૈધવ્ય ભોગવવું પડે તેવી બાળાને સારૂ શો રસ્તો? હઠપૂર્વક વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવવી એમાં ધર્મ હશે? વૈધવ્ય શોભાવી શકાય એવી સ્થિતિમાં વિધવાઓને મુકયા વિના વિધવાઓની પાસેથી પવિત્રતાની આશા રાખી શકાય?

આ બધા ગુંચવાડા ઝટ ઉકેલી શકાય એવા નથી. દરેક પક્ષમાં ઓછુંવત્તું સત્ય રહેલું છે. વાદવિવાદમાં ઉતર્યા વિના હું નીચેના નિર્ણયો હિંદુ સંસાર સમક્ષ મૂકવા ઇચ્છું છું:—

(૧) વૈધવ્યને ભંગ કરવાનો પ્રયત્ન ધર્મને હાનિકર્ત્તા છે. (૨) વિવાહ ધાર્મિક ક્રિયા છે. પ્રેમ એક જ વખત પરણી શકે છે. (૩) વિધવા પૂજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે. પવિત્ર વિધવાનાં દર્શન શુભ-શુકન છે. તેને અપશુકન ગણવાં એ પાપ છે. (૪) વિવાહ જો ધાર્મિક ક્રિયા હોય અને એ કેવળ પવિત્ર પ્રેમની નિશાનીરૂપે હોય, તો કજોડાં અને બાળલગ્ન પાપરૂપ જ ગણાવાં જોઇએ. (૫) જો પચાસ વર્ષે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા વિવાહ કરનારને ન્યાત બહાર ન મૂકી શકાય, તો એવી કુમારિકા વિધવા થાય અને પુનર્લગ્ન કરે તો તેને ન્યાત બહાર મૂકવી અને એવી બીજી રીતે દંડવું એ પણ પાપ જ ગણાય.

ધર્મના પાલનમાં બળાત્કારને અવકાશ જ નથી. એટલે બાળવિધવાઓને વિષે હું તો એ સલાહ આપું કે વિધવાઓનાં મન અને શરીર સારી રીતે રોકાયલાં રહે. તેઓ

લાલચમાં ન ફસાય એવી યોજના ઘડો અને તેને અમલમાં મૂકો. તેમ કરતાં છતાં પણ જે કેવળ બાળવિધવા છે તેને વિવાહ કરવાને ન લલચાવવી એ જેટલું જરૂરનું છે તેટલું જ તેના માર્ગમાં કાંઇ પણ વિઘ્ન જો તેને વિવાહ કરવો હોય તો ન મૂકવું એ જરૂરનું છે.

વૈધવ્ય પાળવું એ પુણ્ય કર્મ છે, પણ વિધવા વિવાહ સર્વથા પાપકર્મ તો નથીજ. જ્ઞાતિઓ જો વર્ણાશ્રમ ધર્મને શોભાવવા માગતી હોય, તેનો લોપ થવા દેવા ન ઇચ્છતી હોય, તો તેમાં આવી ગએલી અનેક પ્રકારની કુવ્યવસ્થાઓને દૂર કરવી, અને તેમાં ઉત્પન્ન થતા દરેક પ્રશ્નનો ધાર્મિક દૃષ્ટિથી ફડચો કરવો. એટલે હું વિધવાને કહું કે તમે તમારા વૈધવ્યને પવિત્ર ગણી શોભાવજો. તેવા દાખલા હિંદુ સંસારમાં અનેક પડયા છે. જ્ઞાતિઓને કહું કે, જો બાળ વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને તરછોડશો નહિ, તેમને જ્ઞાતિ બહાર ન મૂકશો.

વૈધવ્ય એ હિંદુ ધર્મની શોભા છે.

અખંડિત પતિવ્રતનો અર્થ તો એ જ હોઇ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતાં પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો, એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો અને એ જ રીતે હિંદુસ્થાનની હજારો વિધવાઓ આચરણ કરીને પ્રાતઃસ્મરણીય બની છે.

એક વેળા ગં. સ્વ. રમાબાઇ રાનડેને મળવા જવાનો મને પ્રસંગ આવ્યો હતો અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમનાં દર્શન કર્યાં. એ ઓરડામાં મુખ્ય સ્થાને મેં એક કોચ જોયો અને તેની ઉપર ન્યાયમૂર્તિ મરહુમ રાનડેની છબી જોઈ હું સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરાબર હતી કે નહિ એ જાણવા સારૂ એમને મેં પૂછ્યું 'આ છબી કોચ ઉપર કેમ રાખી છે?' એમણે કહ્યું 'એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હમેશાં એ બિરાજતા તેથી એ કોચને મેં એમની છબીને સારૂ જ રાખેલો છે. અને એની છાયા તળે હું

હમેશાં વસું છું અને સૂઉં છું ' આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઇ હિંદુસ્થાનમાં ઠેકઠેકાણે છે એ તો હું જાણું છું. —ગાંધીજી.

---

## વચનામૃત.

૧: સંસારમાં સઘળી ફત્તેહનો આધાર પોતાના મનને જીતવા ઉપર છે.

૨: એક નરમાશવાળું વાકય ગુસ્સાની જબરી આગને બુઝાવી નાંખે છે.

૩: જેટલું બને તેટલું જાતે કરો, અનુભવો, પરિશ્રમ લઇ સિદ્ધ કરો, કારણ કે અન્યનો આશ્રય નિરાશા ઉત્પન્ન કરે છે.

૪: અન્યની ઉન્નતિ દેખી તેના જેવા ઉત્તમ બનવા સ્પર્ધા કરવી પરંતુ ઇર્ષા તો ન જ કરવી.

૫: વૃદ્ધાવસ્થામાં જે સુખદુ:ખ પ્રાપ્ત થાય છે તે આપણી યુવાવસ્થાનું દોહન છે.

—મુનિશ્રી નાનચંદ્રજી

# કરો હંસના કામ.

ઉજ્વળતાને આદરો, શરીર ન કરશો શ્યામ;
કર્મ તજી દઈ કાગના, કરો હંસના કામ. ૧
બુદ્ધ થઈ બનશો નહિ, ગોબર તણાં ગુલામ;
નીર ક્ષીર ન્યારાં કરો, કરો હંસના કામ. ૨
મુક્તાફળ મૂકી દઈ, ચુંથો નહિ કદિ ચામ;
દુધ તણાં દરિયે વસો, કરો હંસના કામ. ૩
સ્થાન તજો સમળા તણું, ઠરો હંસના ઠામ;
બગ જેવા ઠગ ના બનો, કરો હંસના કામ. ૪
અધર્મને અડકો નહિ, રહો ધર્મના ધામ;
રમો હંસના રાજ્યમાં, કરો હંસના કામ. ૫
પામર શેવા પરહરી, રટો હૃદયમાં રામ;
શ્વાનપણું છોડી દીયો, કરો હંસના કામ. ૬
ક્ષુદ્ર બની ખાશો નહિ, હકને તજી હરામ;
ભુંડ સંગ ભળશો નહિ, કરો હંસના કામ. ૭
અવગુણને અળગાં કરો, ગ્રહો સુગુણના ગ્રામ;
પ્રવેશ ન કરો પાપમાં, કરો હંસના કામ. ૮
આરોગો અમૃત ફળો, વિમળ કરી વિશ્રામ;
ઘુવડપણું ઘટથી તજો, કરો હંસના કામ. ૯
રજને તજી અજને ભજો, નિત્ય નિરંજન નામ;
સંત શિષ્ય સુખ પામવા, કરો હંસના કામ. ૧૦

## પુત્રના માતા-પિતા પ્રત્યેના ધર્મ.

આ દુનિયામાં ઘણું જ કષ્ટ વેઠી નિઃસ્વાર્થે આપણા સુખ માટે પોતાના સર્વ સુખનો ત્યાગ કરીને લાડ લડાવી, પાળીપોષી, ઉછેરવા અખંડ પરીસ્સા સહી, મોટા કરવા કેટલી કાળજી રાખે છે ? આપણે બાળબુદ્ધિથી, ચપળતાથી અથવા નઠારા સ્વભાવથી અપમાન કરીએ તો પણ જેઓ કદી પણ આપણા ઉપર જે પોતાનો સત્ય પ્રેમ છે તે ઓછો કરતા નથી. એવા માત-પીતાના આપણા ઉપર થએલા અસંખ્ય ઉપકાર વાળવાને કદી આપણે અમર હોઇએ તોપણ શક્તિમાન ન થઇએ. કદાપી બુદ્ધિવાનો તારામંડળ ગણી શકે. કદાપિ જમીન ઉપરની રજકણો ગણી શકે પણ એવો માયનો પુત્ર કોણ છે, કે તેમના ઉપકારો ગણી શકે ? એમના અનહદ ઉપકારો ગણવાને કોઇ શક્તિવંત નથી. તો સત્ પુત્રનો ધર્મ એ જ કે, મા-બાપની મન, વચન, કાયાએ કરી સેવા કરવી, તેમની આજ્ઞા પાળવી, તેમના

ઉપર દઢ સ્નેહ રાખી, પોતાનું સર્વસ્વ એજ છે એમ માની તેમના કરેલા પ્રીતિમય અસંખ્ય ઉપકારો ભૂલવા નહિ.

પ્યારા માણુસ ! જો તારે દુનિયામાં નામ અમર રાખવું હોય તો માવતરની સેવા કર. તેમના દુઃખે દુઃખી અને તેમના સુખે સુખી રહે. ભાગ્યોદયે કદાપી નબળી હાલત આવે અને માવતર વૃદ્ધ થાય, કદાપી તેમનો સ્વભાવ બદલાય તો રે મતીવંત માનવી ! રાખેને ઓછાપણું લાવી અત્યંત ઉપકારોને ભૂલી, તું નિર્લજ થતો ના. પુત્રની ફરજ છે કે, માવતરની સેવા કરવી અને માવતરની ફરજ છે કે, પુત્રનું પાલણુ પોષણુ કરવું.

દશરથજીએ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રજીના વિયોગથી પ્રાણુ છંડયા; અર્જુન પોતાના પ્રિય પુત્ર અભીમન્યુના મરણુ પાછળ મરવાને તૈયાર થયા; દ્રોણાચાર્યે પોતાના પુત્રનું મરણુ સાંભળીને હથીયાર છોડયાં; અને ભિષ્મપિતા પોતાના પીતાની

આજ્ઞા પાળવા માટે કુંવારાજ રહ્યાં; વિગેરે અનેક સુપુત્રો થઇ ગયા અને હાલ પણ ઘણા સુપુત્રો ખરા પ્યારથી માત-પિતાની અખંડ સેવા કરે છે તો ધન્ય છે તેમના જીવતરને ! શ્રવણાખ્યાનમાં કહ્યું છે કે,

માતતણા ઉપકાર બરાબર, અન્ય નહિં ઉપકારજ એકે,
માતતણી મમતાની બરાબર, અન્યતણી મમતા કુણલેખે;
માતતણા ઉપકારની કીંમત, રાજતણી રિદ્ધિથી અદકીછે,
માતતણી મમતાતણી કીંમત,થી અવધી અવધી અવધીછે.

પ્યારા બંધુ ! આપણે બજારમાં હીરા, માણેક, મોતી, પરવાળા, સોનું, રૂપું વિગેરે લેવા જઈશું તો મળશે પણ રોકડાં રૂપીયા ખરચતાં પ્યારા માવતર મળવાના નથી. માટે તેની કીંમત અમૂલ્ય છે. તેટલાજ માટે વિદ્વાનોએ કહ્યું છે કે, રાજ્યરિદ્ધિ, વૈભવ જો જતાં હોય અને માવતરનું રક્ષણ થતું હોય તો તેમ કરવાને ડાહ્યા માણસે કદી પણ ચૂકવું જ નહિં.

ગુણવાન માણસ ! માવતર તે ખરી તર જ છે. જેમ દુધની તર અતિ પ્યારી લાગે

છે તેમ માવતરની તર તો અપાર ગુણી છે. જ્યારે આપણી તંદુરસ્તી બગડે છે ત્યારે હે મા! હે બાપ! એમ તમામ પોકાર કરી કહે છે, તે વખતે અખંડ દુઃખ વેઠી આપણું કેવી રીતે જતન કરે છે! આપણને સુખ થતાં સુધી જંપીને બેસતા નથી! અહા! શું તેમનો સત્ય પ્રેમ! કેવા તેમના ઉપકારો! આવી રીતે જ્યારે કરે છે ત્યારે માવતરને જે દુઃખ દે તેની કેવી ગતિ થવાની! તેને કેવો કહેવો? કહ્યું છે કે,

જો જીન્હે પિતુ માતકો, લિયો ન આશીર્વાદ;
વ્યર્થ જન્મ તાકે ગયો, નર નહિં સોઇ નિષાદ.

અર્થાત્–જેણે માબાપની સેવા કરી તેમનો આશીર્વાદ મેળવ્યો નહિં તે માણસ નહિ પણ રાક્ષસ સમજવો.

---

—જે માણસ માતા, પિતા, ભાઇ આદિ કુટુંબ; ગુરૂ, ધર્મ અને દેવ એમ દરેક પ્રત્યેની ફરજો સમજે છે અને તે પ્રમાણે ચાલવા પ્રયત્નશીલ થાય છે, તેનો સંસાર સુખદ્ થાય છે.

# સાસરે જતી કન્યાને માની શીખામણ.

કન્યા કુમળાગૌરી ચોંપે ચાલી સાસરે રે,
કહે સુનિથા માતા પુરો જણાવી પ્યાર;
**મારી દીલની ડાહી દીકરી રે.—એ ટેક.**
દીકરી લાડેકોડે મેં તને લડાવી નહિ રે,
દીકરી ચાલી તું તો રહીને દહાડા ચાર. મારી૦ ૧
દીકરી સ્વામીની સેવા તું કરજે સર્વદારે,
દીકરી પતિને તું ગણજે તારો પ્રાણ. મારી૦ ૨
દીકરી પોતાનો તું ધર્મ પ્રીતે પાળજે રે,
દીકરી તેથી તારૂં કરશે હરી કલ્યાણ. મારી૦ ૩
દીકરી જે જોઇએ તે જરૂર મંગાવજે રે,
દીકરી હવે કદી તું થઇશ નહીં હેરાન. મારી૦ ૪
દીકરી તારાં આંસુ તે તો મારૂં લોહી છે રે,
દીકરી તન મન ધન મેં કર્યાં તને કુરબાન. મારી૦ ૫
દીકરી સ્વામીની આજ્ઞા લઇ મળવા આવજે રે,
દીકરી ઘડીએ જઇશ નહી પર ઘેર. મારી૦ ૬
દીકરી સર્વેનું બોલ્યું તું સાંખી રાખજે રે,
દીકરી કોઇનાં ઉપર કદી ન રાખીશ ઝેર. મારી૦ ૭
દીકરી કપટી લોકો બોલે ત્યાં નવ બેસીએ રે,
દીકરી સુણતાં ઉપજે મનમાં મોટું શૂળ. મારી૦ ૮
દીકરી સ્વામીનો સ્નેહ તું સદા વધારજે રે,
દીકરી તે છે તારા સર્વે સુખનું મૂળ. મારી૦ ૯

દીકરી સદ્‌ગુણ લેવા શાસ્ત્ર સારાં શીખજે રે,
દીકરી આળસ છાંડી કરજે તું અભ્યાસ. મારી૦ ૧૦
દીકરી દુષ્ટ જનોથી દૂરજ રહીએ દેખીને રે,
દીકરી વીષધરનો જેમ કરીએ નહિ વિશ્વાસ. મારી૦ ૧૧
દીકરી મંત્ર તંત્ર જંત્ર જૂઠા જાણજે રે,
દીકરી એ તો સર્વે ધૂતારાના ઢંગ. મારી૦ ૧૨
દીકરી ઇશ્વરનું ધારેલું એકજ નીપજે રે,
દીકરી ભ્રમણાથી તો થાય ધરમનો ભંગ. મારી૦ ૧૩
દીકરી દીલમાં દયા સૌની આણીએ રે,
દીકરી પરઉપકારી કરીએ રૂડા કામ. મારી૦ ૧૪
દીકરી વૃદ્ધ મનુષ્યની મરજાદા નવ મેલીએ રે,
દીકરી લાજ તજીને લડીએ નહિ કોઇ ઠામ. મારી૦ ૧૫
દીકરી ગંભીરતાના ગુણ રૂદેમાં રાખીએ રે,
દીકરી વહાલામાંહિ કરોયે નહિ વિરોધ. મારી૦ ૧૬
દીકરી સર્વેનું બોલ્યું સાચું નવ માનીએ રે,
દીકરી અસત્ય સત્યનો સદાય કરીએ શોધ. મારી૦ ૧૭
દીકરી સંસારના સુખ છે સર્વે સંપમાં રે,
દીકરી કુસંપ તે તો કષ્ટતણા કોઠાર. મારી૦ ૧૮
દીકરી ટુંકારો તો કદી ન કરીએ કોઇને રે,
દીકરી અદબ તજીને કરીએ નહિ ઉચ્ચાર. મારી૦ ૧૯
દીકરી વસ્ત્ર ને વાસણ સ્વચ્છ રાખીએ રે,
દીકરી સર્વે ચીજો જોઇને કરીએ સોજ. મારી૦ ૨૦

દીકરી આનંદમાં અવસર સઘળો ગાળીએ રે,
દીકરી રીસ કરી નવ રહીએ કોઇ રોજ. મારી૦ ૨૧
એવા શીખામણ દઇને કમળાને સુનીથાએ રે,
ચુંબન લઇને ચાંપી સ્નેહે છાતી સાથ. મારી૦ ૨૨
પડયાં પાંપણેથી આંસુ પૂરા પ્રેમનાં રે,
માયે દાકરીને માથે મુકયો હાથ. મારી૦ ૨૩

---

—સંસાર વ્યવહારમાં કાર્યોથી શ્રમીત થઇ પુરૂષ ઘેર આવ્યો હોય, જીવન યુદ્ધમાં તેનો પરાજય થયો હોય, તેનું અપમાન થયું હોય, અનેક પ્રકારના ક્લેશથી તે કંટાળેલો, મુંઝાયેલો, ગભરાયેલો હોય, નીરાશ બન્યો હોય, ત્યારે તેને મધુર સુસ્મીતથી–પ્રીતિથી વધાવી લેનાર, તેના હૃદયમાં ઉત્સાહ રેડનાર, તેનું જીવન આશામય કરનાર, સ્નેહથી, પ્રીતથી, કોમળતાથી પતીની માનસીક અને શારીરિક વેદનાઓને વીસરાવનાર આ જગતમાં જો કોઇ પણ હોય તો તે પ્રથમ દરજ્જે સુલક્ષણી ભાર્યા જ છે.

—અગત્યના ખર્ચ માટે જેટલું જોઇએ એટલામાં જ સંતોષી થવું, કારણ કે મોજશોખ માટે તો આખા દુનિયાની સંપત્તિ પણ અપૂર્ણ છે.

---

# ધર્મની આવશ્યકતા.

ધર્મ તે શું છે ? આ સવાલ જ્યાં સુધી આપણા હૃદયની અંદર ચ્હોંટતો નથી ત્યાં સુધી આપણે ધર્મની અગત્યતા પીછાણી શકવાના નથી. બંધુઓ ! ધર્મ તે આપણો ખરો ભ્રાત છે, ધર્મ તે આપણને યૌવન અવસ્થાનાં અંધકારથી થયેલ ઉન્મત્તપણું—જે ઉન્મત્તપણું સૂર્યથી પણ ભેદી શકાતું નથી, રત્નપ્રભાથી છેદી શકાતું નથી, પ્રદીપ્ત પ્રકાશથી દૂર કરી શકાતું નથી—તેવું છે તેને તેમજ ચપળ ને અચળ માયાના પ્રતાપે થયેલ અંધકારને દૂર કરી આપી આપણી અતઃચક્ષુને આવી ગયેલ પડળ કાઢી યોગ્ય શીખામણનો ઉદ્દેશ આપી–સન્માર્ગે ચડાવનાર આપણો ખરો મીત્ર છે. અને ધર્મ તેજ આપણો ખરો શણગાર છે. તોપણ અફસોસ ! કે આપણને હાલમાં અસ્તતાનું ચક્ર લાગેલ છે જેથી આપણે આ મનુષ્ય દેહ પામ્યા છતાં પણ આપણા ધર્મથી વિમુખ રહ્યા છીએ. જેમ ચંદ્ર ઘણો ઉજ્વલીત છે પણ રાહુની

છાયા પડતાં તેની જેવી ગતિ થાય છે તેવી આપણી ગતિ થઇ છે. આપણા સુવિચાર સંતાઇ ગયા છે, આપણી પ્રફુલ્લિત મન શક્તિનું ભાન આપણે ભૂલી ગયા છીએ, ને આપણો ધર્મ આપણે છોડી દીધો છે.

આપણો ધર્મ તો શ્રેષ્ઠ છે એ તો સ્વતઃ-સિદ્ધ પ્રખ્યાત વિદેશી વીરોથી પણ આપણે જાણી શકેલા છીએ. તો તેના પર પણ આપણી આસ્તા ન બેસે ને તેને આપણે કોરે મૂકી સ્વમતનાં વહનમાં ખેંચાઇ જઇએ તે કેટલું ખોટું ?

યુવાવસ્થા ચાર દિવસનું ચાંદરડુ છે ને પછી વૃદ્ધાવસ્થા પોતાની સાથે એક વિચિત્ર મતિ કરાવનાર પોતાનાં મિત્રને લઇને દોડી આવે છે તે આપણને બાઝશે ત્યારે આપણે હાથ નહિં રહે આપણી શુદ્ધિ કે બુદ્ધિ, ને નહિં રહે આપણને ઉઠવા કે બેસવાનું જોર. એવે વખતે આપણે આપણો ઉદ્ધાર કેવી રીતે કરી શકવાના ? ઉદ્ધાર કરવાનો ખરો વખત આપણે આપણા હાથે જ ગુમાવીએ છીએ.

આ આપણા જેવાં રાંકને હાથ રત્નરૂપી ધર્મ લાગેલો છે તેને આપણે સ્વહસ્તે પથ્થર તુલ્ય ગણી ફેંકી દઇએ છીએ, પણ જેમ એક વેળા એક ગરીબ છોકરાના હાથમાં તેની માતાએ છાનો રાખવાને આપેલો ગોળ સમળી આવી ઉપાડી ગઇ તે વેળા તેને જેમ પસ્તાવો થયેલ તેમ આપણને પછવાડેથી પસ્તાવો થવાનો—નક્કી થવાનો !

ભાઇઓ ! તમે એમ માનતા હશો કે, કર્મ ધર્મનું પ્રાબલ્ય આપણે કયાં દેખીએ છીએ, પણ અરે ! તે તો તમે જેમ મોટા થશો તેમ તેમ જાણશો. રાત દિવસ તમે મોજમજામાં વખત ગુમાવો છો ને બે દોસ્ત મળે તો બે કલાક ઉભા રહી હાસ્યજનક વાતો કરવામાં કે અતિ ખટપટનાં કૃત્ય કરવામાં તમારા વખતને ગાળો છો ને એક કલાક ધર્મના કાર્યને માટે તમે નવરા નથી થતા એ કેટલું અચંબાયુક્ત છે.

જ્યારે જ્યારે કોઇને કહેવામાં આવે છે કે, જરા ધર્મનો અંકુર રાખ ને ધર્મપર દૃઢતા રાખી તેના અમૃત તુલ્ય ફળ ચાખ, ત્યારે

તેનાં મોંમાંથી નીકળે છે કે, ભાઈ! પારકી તાબેદારી ને કામની ભીંસ તેથી મને તો પૂરી જમવાની પણ નવરાશ નથી મળતી તો તે ક્યાંથી કરૂં? પણ અરે! નક્કી સમજજો કે, મોહીની જેમ વધારશો તેમ વધશે ને જેવો વસ્ત્ર રહિત આવ્યો હતો તેવો જ પાછો જઈશ. સાથે કાંઇ આવવાનું નથી. જો ધર્મમાં જીવ પરોવીશ તો તે સાથે આવશે માટે ધર્મપર પ્રીતિ કરો, ભાઇઓ! કરો.

બંધુઓ! પવન જેમ રજોભ્રાન્તિ ઉત્પન્ન કરી શુષ્ક પત્રને સ્વેચ્છાએ ઘસડી જાય છે, તેમ ધર્મ વિના ત્હારો ઉન્મતિ યુવાનીનો મદ ત્હને આડે માર્ગે દોરી જઇ ત્હારા બૂરા હાલ કરશે, લક્ષ્મી મદ ત્હારી કીર્તિને કાજળ જેવો ડાઘ બેસાડશે ને ત્હારાં યુવાની મદને હિંડાળે ચડાવી ત્હને હીંચકાવશે; માટે સાવધ થાઓ, સાવધ થાઓ. સ્વધર્મનો બોધ લેવો-લેવરાવવો કે જેથી કામ, ક્રોધ, લોભ, મોહ મત્સર આદિ દુર્ગુણો ત્હમારાથી સો જોજન દૂર રહે.

---

# આત્મબોધ

[ હરીગીત છંદ ]

રે આત્મ ! ત્હારો વખત સારો વેગે વીતી જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું પરતંત્રતા તેમ થાય છે;
નથી ભાર રહેવો એ ઘડી એવી દશા તુજને થશે,
તેવા સમે પ્રભુભક્તિમાં સદ્બુદ્ધિ શું તુજ આવશે ! ૧
કેવા કરૂં કાર્યો અને કેવો બનું આ વિશ્વમાં,
કઈ રીતીથી વખણાઉં ને કેમ યશ પામું સર્વમાં;
આવી અહોનિશ ધારણા તુજ અંતરે લાગી રહી,
હા હા ! જવું પણ શીઘ્રથી તે કેમ સમજ્યો તું નહિ ! ૨
વિલાસિનીના વિલસતા વિલાસમાં બહુ હર્ષથી,
તાતા અને માતા વળી ભોજન કરે અતિ તર્ષથી;
સમુદ્રપર્યંત આણને વર્તાવી જેઓ રાજતા,
જોને સુતા ત્રણ હાથની, ભૂમિ વિષે હા હા થતા. ૩
જાવું અને જોવું અને રોતું અરે આ માહરૂં,
માતા અને પિતા વળી પુત્રો, વધુ ને સાસરૂં;
આવી સ્થીતિ સહુ લોકમાં ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુ પાદમાં આ હૃદયને સોંપ્યું નહિ. ૪
શીશુપણું રમત કરી અજ્ઞાનમાં વીતાડીયું,
તારૂણ્ય તો તરૂણી તણા પ્રવાહમાં હા ગાળીયું;
બુઢાપણું આવી રહ્યું ચિંતા તણા ચૌગાનમાં,
હા હા ! ગયું પુણ્ય પ્રાપ્ત ત્હારૂં મનુષ્યપણું બેભાનમાં. ૫

પાંડુ થયા સહુ કેશ સુંદર ભ્રષ્ટ મઇ દન્તાવાળી,
ચક્ષુ તણી ક્ષીણુતા બની અન્યેંદ્રિયો પણ ગઇ ગળી;
સહુ હાડ કંપે અંગના રે લાકડી લેવાઇ ગઇ,
તોયે અરે પ્રેમદાતણા આનન વિષે દ્રષ્ટિ રહી. ૬
તું દે ત્યજી છળ કપટ સઘળા મોહ માયાથી ભર્યા,
સહુ તાપ ટળશે તાહરા જે પાપથી જીવે કર્યા;
આનંદ થશે બહુ અંતરે ને સુખ લ્હેરો ઉડશે,
સંપૂર્ણ ત્હારો સત્ત્વ સીમા હર્ષથી આવી જશે. ૭

---

—હે માનવી ! નિશ્ચય માનજે કે, દુનીઆમાં દુઃખ અને સુખ માત્ર મનની માની લીધેલી કલ્પીત વસ્તુઓ છે. એક સુખ તેનાથી ચઢતા પ્રકારની સુખની અપેક્ષાએ દુઃખ મનાય છે. એક દુઃખ તેનાથી વિશેષ દુઃખની અપેક્ષાએ સુખ મનાય છે. સુખ અને દુઃખની વ્યાખ્યા હાલ સુધીમાં કોઈ કરી શકયું નથી. વાસ્તવિક સુખ તો તેનું જ નામ છે કે જેની પછી દુઃખ હોઇ શકતું નથી. જો તારે તેવું સુખ મેળવવું હોય તો "સંતોષનો મહાન મંત્ર ભૂલીશ નહી" સ્વર્ગ અને નરકની પેઠે અસાધારણ ફેરફાર થાય તો પણ ધૈર્ય રાખજે. સંતોષથી જંગલમાં પણ જીવનના અમૂલ્ય ઝરણા પ્રાપ્ત થશે. અરણ્ય સંસારમાં પણ સ્વર્ગની લહેરો આવશે. સૃષ્ટી સૌન્દર્યના અદ્‌ભુત ઇશ્વરી રંગોથી આત્માને ઊજવળ કરજે.

## જીવરૂપ નગર.

આ શરીરરૂપી જે જીવનું રાજનગર છે, તેમાં બુદ્ધિ તે રાજાનો મંત્રી છે; કામ એટલે સર્વ પ્રકારની ભોગાભિલાષા રૂપ માયા તે પ્રધાન છે; ક્રોધ સેનાપતિ છે; ચક્ષુ, શ્રોતાદિક જ્ઞાનેન્દ્રિઓ તેના કાર્યભારીઓ ને હસ્તપાદાદિક કર્મેન્દ્રિઓ તે તેના અનુચરો છે; સદ્વાસનાઓ, દુર્વાસનાઓ અને અસંખ્ય પ્રકારની મનોવૃત્તિઓ રૂપ તેની પ્રજા છે.

કામ જે તેનો પ્રધાન છે તે બહુ જૂઠો, પાખંડી અને સર્વ અધમતાનું મૂળ છે. ક્રોધ સેનાપતિ કે જેના હાથમાં કોટવાળનું પણ કામ છે, તે મહા ક્રૂર અને તીક્ષ્ણ છે. એ સર્વદા જીવોનો ઘાતજ ઇચ્છે છે. કામ પ્રધાન એમ જ ઇચ્છે છે કે, રાજાનો સર્વ વૈભવ હુંજ ભોગવું ને તેનું દ્રવ્ય ખર્ચી નાંખુ, તેથી બુદ્ધિરૂપ મંત્રીની સાથે એકતા તથા એકવિચાર ન રાખતાં, કેવળ સ્વેચ્છાચારી બની જાય છે. આવા કારણથી જીવરાજનું નગર બહુ દુઃખી રહે છે. આમ છતાં પણ જો સાવધ અને દૃઢ રહી, જીવરાજ પોતાના

ડાહ્યા મંત્રી બુદ્ધિની સાથે એકમત થઇને શાંતપણે એકાંતમાં વિચાર ચલાવે, ને ઉન્મત્ત થયેલા પ્રધાન (કામ)ની સત્તા નિર્બળ કરી તેને પોતાને વશ કરી લઇને, ડાહ્યા મંત્રીના વિચારથી કિંચિત્ પણ વિરૂદ્ધ ન ચાલવાનો કડપ રાખે, તો પછી ક્રોધ કોટવાળ પોતાની મેળે જ તેને આધીન થઇ જાય છે, અને તે જીવરાજના રાજ્યમાં કોઇ જાતનો ઉત્પાત કરી શકતો નથી. આમ થવાથી જીવરાજનું રાજ્ય તેને સ્વાધીન થઇ, પરમ સુખરૂપ થાય છે. કામ અને ક્રોધ મહા નટકટ છે ખરા, પણ તે શરીરની રક્ષાને માટે જ ઉત્પન્ન કરેલા છે, નહિ કે શરીરના નાશને માટે. પરંતુ જો જીવ તેઓને વશ થઇ જઇને દૂરાચારી બની જાય, તો તેનું આખું રાજ્ય નાશ પામે છે. કામ, ક્રોધાદિ પ્રધાન મંત્રીઓ પણ ઇન્દ્રિયાદિક કારભારી અને સેવક વર્ગ દ્વારા પોતાનું કામ કરે છે. એ ઇન્દ્રિઓને પણ જો સ્વચ્છંદતાથી, પોતાને ઇચ્છિત માર્ગે ચાલવા દેવામાં આવે તો તેથી મોટો અનર્થ થાય છે. માટે તે ઇન્દ્રિયાદિક

સેવક વર્ગને બુદ્ધિરૂપ મંત્રીદ્વારા જીવરાજ પોતાના વશમાં જ રાખે, સર્વને પોતપોતાની ઇચ્છાનુસાર ચાલવા ન દે, તો જ જીવરાજનું રાજ્ય સુખરૂપ ચાલે. પણ વળી જાણે કે, કામ ક્રોધ ઇન્દ્રિયો ઈત્યાદિ વિના દેહરૂપી રાજ્યનો નિભાવ પણ થતો નથી. તેમ તેઓ પ્રબળ કે ઉન્મત્ત થઇ જાય છે તો તેથી અનર્થ પણ થાય છે. માટે પ્રત્યેક સમયે બુદ્ધિરૂપ મંત્રીએ તેઓને પ્રબળ ન થવા દેતાં, હંમેશાં દબાયલા જ રાખ્યા કરવા જોઇએ. તેઓ પોતાને વશ રહે એટલે જીવ-રાજ સદા સાવધ રહી, પોતાપણાને વીસરી જતો નથી, અને પોતાના મહારાજાધિરાજ (પરમાત્મા) કે જેઓનું આપેલું રાજ્ય ભોગવે છે, તેનાથી વિમુખ ન થતાં તેની કૃપાનું પાત્ર બની જાય છે. મહારાજાધિરાજની કૃપા સંપાદન કરવી એજ તેનું ખરૂં કર્ત્તવ્ય છે, કેમકે તે કૃપાળુનો અંશ છતાં તેમનાથી વિખૂટો પડી ગયો છે, ને તેમની કૃપા વિના તેમના દર્શન પામવાનો નથી; તો પછી તેમને જઈ મળવાની તો આશાજ ક્યાંથી રાખે?

---

# કયમ ચાલશે ?

[ હરીગીત છંદ ]

તેડું થયું કીરતારનું, માન્યા વિના કયમ ચાલશે,
ઝાંખી થઇ જમદૂતની, જાવા વિના કયમ ચાલશે;
જાવું મજલ મ્હોટી તહી, તૈયારી કૈં કીધી નહી,
ભાથું ભર્યું ના સાથ કૈં, ભાથાવિના કયમ ચાલશે. ૧

શણગાર ધારી અંગમાં, રમતો ત્રિયાસુ રંગમાં,
રામા ન આવે સંગમાં, રામા વિના કયમ ચાલશે;
મિત્રો મહીં તું મ્હાલતો, ફક્કડ બની ફરતો હતો,
ના એકલો કયાંઇ જતો, સોબત વિના કયમ ચાલશે ? ૨

સેવક તણા સહવાસમાં, હુકમો કર્યા હુલ્લાસમાં,
નોકર મળે ના સાથમાં, ચાકર વિના કયમ ચાલશે;
સુખભોગના સાધન ઘણાં, હાજર હતા કાંઇ ના મણાં,
અંતે ન કીધાં આપણાં, તેના વિના કયમ ચાલશે. ૩

માયા અને મિલ્કત ખરે, મુકી જવું પડશે અરે,
નાણા નકામાં આખરે, નાણાં વિના કયમ ચાલશે;
પરમાર્થને પ્રીતે કરો, ભક્તિ તણું ભાથું ભરો,
કલ્યાણ આતમનું કરો, કીધા વિના કયમ ચાલશે ? ૪

## પત્નીવ્રત

પણ પત્નીવ્રતા પુરૂષો ક્યાં હશે? અને જો ન હોય તો પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરીને પુરૂષોએ સંતોષ વાળી લેવાનો છે કે પોતે પણ પત્નીવ્રત દૃઢતાપૂર્વક પાળીને પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરવાની છે? અનુકરણના જેવી બીજી કઇ પૂજા હોય? અથવા જ્યાં અનુકરણનો જરાએ વિચાર નથી ત્યાં શાબ્દિક પૂજાની કેટલી કિંમત આંકી શકાય? હું હિંદુસ્થાનમાં વસી હિંદુસ્થાનના જીવનનો પ્રત્યેક ક્ષેત્રમાં સારી પેઠે અનુભવ કરી રહ્યો છું. સામાન્ય રીતે ચારિત્રવાન ગણાતા-પોતાની સ્ત્રી ઉપર સારી પ્રીતિ રાખતા દેખાતા જુવાનોને ઘરભંગ થતાં તુરત જ સગાઇ કરતા અને પરણવા બેસતાં મેં જોયા છે અને હું અત્યંત ખેદ પામ્યો છું.

જો આપણે અમુક રિવાજના ગુલામ ન બની ગયા હોઇએ તો ઘરભંગ થયેલ પુરૂષ સ્મશાનમાંથી હજુ ઘેર પહોંચ્યો નથી તેના પહેલાંજ પરણવાનો વિચાર કરી શકે

એ આપણને કમકમાટી ઉપજાવનારો વિચાર લાગવો જોઇએ, તેને બદલે મા પોતાના ઘરભંગ દીકરાને તુરત પરણતો જોવા ઇચ્છે છે. સાસુ પણ પોતાના ઘરભંગ થયેલા જમાઇને પરણવામાં ઉત્તેજન આપે છે અને જમાઇ એ ઉત્તેજન લેતાં જરાએ શરમાતો નથી. એવા પુરૂષના રડવાનો શો અર્થ હશે ? એવા પુરૂષ પોતાની આગલી સ્ત્રીનું સ્મરણ રાખવા અનેક ઉપાયો યોજે એની શી કિંમત ? અથવા તો પોતે નવી સ્ત્રી લાવેલો છે એની ઉપર જે હાવભાવ રેડી રહેલો છે તેની તે નવી સ્ત્રીએ કેટલી કિંમત ગણવી ? આવું જીવન વિચારમય કેમ ગણી શકાય ? હું તો અધર્મજ જોઉં છું અને જ્યાં લગી પુરૂષવર્ગ આ પ્રમાણે ઉદ્ધતાઇ વાપરવા તૈયાર છે ત્યાં લગી વૈધવ્યનાં વખાણ કરવાં એ પણ મને તો કેવળ દંભ લાગે છે અને પુરૂષના સ્વાર્થની પરિસીમા જણાય છે.

જે સ્ત્રીની સાથે પુરૂષે કેટલાંક વર્ષો સુધી મૈત્રી રાખેલી છે, જેનાં દુઃખે તે દુઃખી થયો

છે, જેના સુખમાં ભાગ લીધો છે, જેની સાથે ભોગ-વિલાસ કર્યો છે, જેની સાથે ચોવીસે કલાક રહ્યો છે, તે સ્ત્રીનો દેહપાત થતાં, શું પુરૂષે સામાન્ય મિત્રના વિયોગથી જેટલો શોક પામે તેટલો પણ નહિ પામવો ?

ઇંગ્લંડમાં જ્યાં વિધવાને પુનર્વિવાહ કરવાની છુટ છે ત્યાં લોકલજ્જાને વશ થઇને પણ ખાનદાન સ્ત્રીની બીજા પુરૂષનો સંગ કરવાની એક વર્ષ લગી હિમ્મત ચાલતી નથી. પણ હિંદુસ્થાનના પુરૂષની ખાનદાની ઘણે ભાગે સ્મશાનની હદથી આગળ નથી જઈ શકતી અને કોઇ કોઇ વખતે તો ચિતામાં પોતાની પવિત્ર સ્ત્રીના દેહની સાથે ભસ્મ થાય છે અને સ્મશાનની હદમાં જ નાતીલાઓ તેની સાથે નવા વિવાહની વાત કરતાં અચકાતા નથી અને ઘરભંગ થએલો પુરૂષ તે સાંભળતાં શરમાતો નથી.

આ દયાજનક સ્થિતિમાંથી હિંદુસ્થાને ઉગરી જવું આવશ્યક છે. વિવાહની હિલ-ચાલમાં પણ હું તો પુરૂષનું જાણે અજાણ્યે

સ્વાર્થીપણું જોઉં છું. વિધવાને પરણતી કરી મૂકીને પુરૂષ પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે. જો વિધવાના વૈધવ્યનું દુઃખ પુરૂષ માનતો હોય તો પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુઃખ વિસરાવી શકે. આવા વિષયોમાં લોકમત એટલો બધો ક્ષીણ થઈ ગયો છે કે, સુશિક્ષિત ખાનદાન કુટુંબના ગણાતા પુરૂષો પણ કજોડાં કરતાં, ઘરભંગ થતાં તુરત પરણવામાં જરાયે લજ્જિત નથી થતા એવું મેં હિંદુસ્થાનમાં ચોમેર જોયું છે.

પણ પુરૂષો પોતાની ફરજ બજાવે યા ન બજાવે, સ્ત્રીઓ પોતાના હક કેમ સિદ્ધ ન કરે? સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ. પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક્ક સમજતી નથી એ મતાધિકારને લઇને શું કરશે? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્થાનની ધારા સભાઓમાં જાય; પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરૂષો તરફથી જાણે કે અજાણ્યે થતા અત્યાચારોમાંથી બચી હિંદુસ્થાનને શોભાવવાની કે વીર્યવાન બનાવવાની છે.

જ્યારે અજ્ઞાની મા પોતાની તેટલી જ અજ્ઞાની છોકરીને તુરત ઘરભંગ થએલા પુરૂષના વિષયાગ્નિમાં હોમી દેવાને તૈયાર છે ત્યારે જ એવા પુરૂષો હજી વિયોગ દુઃખનાં આંસુ સુકાયાં નથી ત્યાંજ ફરી પરણવાનો વિચાર કરી શકે છે. મારી તો માન્યતા છે કે, આવા પ્રકારના સુધારા કરવા એ સ્ત્રીઓનો હક્ક છે, એટલું જ નહિ પણ એ સ્ત્રીઓની ફરજ છે. પોતા પ્રત્યે, પુરૂષ પ્રત્યે અને હિંદુસ્થાન પ્રત્યે. ગાંધીજી.



—પરમપ્રિય મિત્રો, પ્રાણાધિક પત્ની, જીવથી વ્હાલો પુત્ર, પુત્રપ્રેમી પિતા અને વાત્સલ્ય ભરપૂર માતા જ્યારે છેડો છોડીને ચાલ્યા જાય છે ત્યારે ગયા પછી પાછા તેઓ મિત્ર, પિતા, કે પુત્રનું શું થયું તેની સંભાળ લેવા પણ આવતાં નથી; આ હકીકત જીવોના સ્નેહ સંબંધની વિચિત્રતા અને અસ્થિરતા બતાવે છે.



# ભર ઉંઘમાં સૂતેલા જૈનો.

[ વિમળા નવ કરશો ઉચાટ-એ રાગ ]

ભર ઉંઘ વિષે સૂતેલા જૈન જણાય છે રે. એ ટેક.

અપૂર્વ બોધ સ્વરૂપ બતાવ્યું, પરમતત્ત્વ પ્રભુએ પ્રગટાવ્યું;
તેના પુત્રો કીચડમાં કચરાય છે રે. ભર ઉંઘ૦ ૧

જે તત્ત્વેથી અનંત તરીયા, સહજ પ્રયાસે સિદ્ધિ વરીયાં;
તેહજ તત્ત્વો છાશની જેમ છણાય છે રે. ભર ઉંઘ૦ ૨

જે જ્ઞાનીએ ગગન ગજાવ્યું, વિજય તણું વાજીંત્ર બજાવ્યું;
તેના પુત્રો કુસંપ કરીને કપાય છે રે. ભર ઉંઘ૦ ૩

માળી સર્વ થયા મતલબીયા, લાજ તજીને પરસ્પર લડીયાં:
કોમળતા ત્યજી કમળ બધાં કરમાય છે રે. ભર ઉંઘ૦ ૪

પાણી સ્વલ્પ જનો પાનારા, ખળજન પાર વગર ખાનારા;
જૈન બાગમાં સુંદર વૃક્ષો સુકાય છે રે. ભર ઉંઘ૦ ૫

ધણી વગરનાં ઢોર ચરે છે, ફાવે તેહ દિશામાં ફરે છે;
પામર થઇ પરહાથ પછી પકડાય છે રે. ભર ઉંઘ૦ ૬

જાગો શુદ્ધ જનેતા જાયા, લેખ આપના અમર લખાયાં;
જૈન બંધુનાં જીવન નિષ્ફળ જાય છે રે. ભર ઉંઘ૦ ૭

તન મન ધન એમાં આપીદ્યો, સંત શિષ્ય કષ્ટો કાપીદ્યો;
જાગો તો ઉદયના અનેક ઉપાય છે રે. ભર ઉંઘ૦ ૮

## મનને વશ કરવાનો ઉપાય.

મનને એકાગ્ર કરવાની બાબતમાં આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. કે, મન બહુ ચંચળ છે તેથી તે સહેલાઇથી એકદમ વશ થઇ શકતું નથી. પણ અભ્યાસથી અને વૈરાગ્યથી મન વશ થઇ શકે છે. માટે આપણે પણ જો આપણાં મનને રોકતાં શીખવું હોય તો અભ્યાસ અને વૈરાગ્યની મદદ લેવી જોઇએ. અને એની મદદ લેવા માટે પ્રથમ જાણવું જોઇએ કે અભ્યાસ એટલે શું? અને વૈરાગ્ય એટલે શું? એના જવાબમાં જ્ઞાની પુરૂષો કહે છે કે, જે જે વિષયમાં જે જે બાબતમાં કે જે જે ઠેકાણે મન જાય ત્યાંથી જરા હઠ કરીને, જરા સમજાવીને તથા જરા યુક્તિ પ્રયુક્તિ કરીને તેને પાછું ખેંચવું, અને એ પ્રમાણે દરેક બાબતાં વારંવાર કર્યા કરવું તેનું નામ અભ્યાસ છે. જેમકે લોભમાં મન જાય ત્યારે તેને સમજાવવું કે, આવો લોભ મારે ન કરવો જોઇએ, એવો લોભ કરવાથી મારી આબરૂ રહી શકશે નહી,

એવો ગેરવ્યાજબી લોભ કરવાથી હું શરીરે સુખી રહી શકીશ નહિ, એવો વધારે પડતો લોભ કરવાથી પરિણામે મને બહુ નુકશાની ખમવી પડશે; એમ વિચાર કરીને મનને લોભમાંથી પાછું ખેંચવું, તેનું નામ અભ્યાસ છે. આવી જ રીતે મનને જ્યારે નાટકોમાં જવાનું મન થાય, મોજશોખ ભોગવવાનું મન થાય અને એવી જ બીજી પોતાના જ સ્વાર્થની નજીવી નજીવી ચીજોનું મન થાય ત્યારે તેમાંથી મનને પાછું ખેંચ્યા કરવું, તેનું નામ અભ્યાસ છે. આમ કરવાથી ધીરે ધીરે મન વશ થઇ શકે છે.

મનને રોકવાનો બીજો ઉપાય વૈરાગ્ય છે. તેનો અર્થ એ છે કે, જ્યારે મન ખરાબ વાસનાઓમાં જાય ત્યાર એમ વિચાર કરવો કે, આ જીંદગી કેટલા દિવસનો છે? કાલ સવારે હું ફુંકાઈ જવાનો છું કે માટીમાં મળી જવાનો છું, તેમ છતાં ચેતું નહિ અને આવા વિકારોનો ગુલામ થઇ જાઉં એ શું વ્યાજબી છે? શા માટે વિકારોને વશ થવું જોઇએ? એ વિકારો

મને શું કામ લાગશે? અરેરે! મારી ભૂલ તો જુઓ? આજે મને જે રૂપ દેખાય છે અને જે રૂપને લીધે હું મોહ પામું છું તે રૂપ શું હંમેશાં રહેવાવાળું છે? નહિ, નહિ, એ તો પતંગનો રંગ છે. થોડા દહાડામાં એ રૂપને બદલે કરૂપડાપણું આવી જશે. જે ધન માટે હું ફાંફાં મારૂં છું અને અધર્મ કરવા તૈયાર થાઉં છું તે ધન શું મુવા પછી મારી સાથે ચાલશે? તે ધન શું મને મૃત્યુ પછી દિલાસો આપી શકશે? તે ધન શું મને તારી શકશે? નહિ જ. તે ધન તો મને ઉલટું ડૂબાવશે, અને તેમ છતાં હું એવા જરીકવારના મોહમાં પડી જાઉં તો એ કેટલું બધું ખોટું? અરેરે! પ્રભુ, મારો મોહ તો જુઓ? જીંદગી કેટલી! જગતનાં સુખો કેટલી વારનાં? આ જગતની આગળ હું શા હીસાબમાં? અનંત કાળની અંદર થોડા વરસની મારી જીંદગી શું વીસાતમાં? જેણે મને જગતનાં સુખો તથા જીંદગી આપી તેની ખાતર મારે કેટલું બધું કરવું જોઇએ? અને અનંત કાળનું જીવન મેળવવા

સારૂ મારે કેટલા બધા હુંશીયાર રહેવું જોઇએ? તેને બદલે હું કેવો મોહમાં ફસાઇ ગયો છું? પ્રભુ! બચાવ, બચાવ!

આવી રીતે અંતરમાંથી પ્રાર્થનાઓ કરવી અને દેહનું ક્ષણભંગુરપણું, માયાનું મિથ્યાપણું તથા જગત્માં ચાલતું પોલંપોલપણું સમજીને અંતરમાંથી વૈરાગ્ય રાખતા શીખવું જોઈએ, અને જગતપરની કોઈપણ વસ્તુની કીંમત જેટલી હોય તે કરતાં જરાય વધારે સમજવી નહિ તેનું નામ વૈરાગ્ય છે, અને તે મનને રોકવાનો તથા એકાગ્ર કરવાનો ઉપાય છે. માટે જો નશીબ સુધારવું હોય, જગત્માંથી ઉંચા વિચારો મેળવવા હોય, આપણા સારા વિચારો આપણા બંધુઓને આપવા હોય, અને પરમાત્મા સાથે તાર લગાડી તેના અલૌકિક સુખોના ભાગીદાર થવું હોય, તો આપણે આપણા મનને એકાગ્ર કરતાં શીખવું જોઇએ, અને યાદ રાખજો કે, આ મહાન્ કામ શુભેચ્છાથી જ થઈ શકે છે, માટે પ્રથમ શુભેચ્છા રાખતાં શીખો.

# સંસાર કે સ્મશાન ?

( ગઝલ )

છે આ સંસાર કે સ્મશાન, છે શું તે ન સમજાતું;
નગર છે આ કે ભુતાલય, ન બુદ્ધિથી નક્કી થાતું. ૧

મનુષ્યો છે કે દૈત્યો છે, આ વૈભવ છે કે સ્વપ્નું છે;
દીસે આ મહેલ મંદીરો, અરે કે પાપખાનું છે. ૨

વહે છે પાણી સરીતામાં, અરે ના એ રૂધિર વહે છે;
થઇ શું મેઘની વૃષ્ટિ, નહિ એ આંસુ વરસે છે. ૩

હતી જ્યાં ગૌ તણી શાળા, દીસે છે ત્યાં કતલખાના;
ભણાતાં વેદના મંત્રો, ગવાતાં ગીત નિંદાના. ૪

હતી જ્યાં રોશની ઊજ્વળ, સુવિદ્યાની સકળ સ્થાને;
બળે ત્યાં આગના ભડકા, જણાવે દ્વેષ ઇર્ષાને. ૫

ન'તી વ્યાધી ઊપાધી જ્યાં, કરોડો છે દવાખાનાં;
હતી સ્ત્રીઓ શીયળવંતી, વધ્યા: ગૃહ ત્યાં ગણીકાના. ૬

હતો જ્યાં ધર્મ ને પરમાર્થ, ત્યાં છે સ્વાર્થ ધાતકતા;
હતું જ્યાં સત્ય ને નીતિ, વધી બહુ ક્રૂર પાતકતા. ૭

---

## આત્મભાવના.

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ ]

એવોરે દિવસ તે મારો કયારે આવશે,
ભ્રાન્તિ સમ હું જાણીશ આ સંસાર જો;
ક્રોધ કપટ ઇર્ષ્યા રાગાદિક વૈરિયો,
ત્યાગીશ ખોટા વિષય તણા વીકાર જો. એવો૦ ૧

માત પ્રમાણે દેખીશ સઘળી નારીયો,
ભાઇ પ્રમાણે લેખીશ શત્રુ વર્ગ જો;
સુખ દુઃખ આવે હર્ષ વિષાદ ના સંપજે,
વિદ્યા ધન વધતાં નહીં હોવે ગર્વ જો. એવો૦ ૨

વૈરાગ્યે રંગાશે મન મારૂં સદા,
ધોવાશે મન મેલ બધો નિર્ધાર જો;
વિષય વિકારો વિષની પેઠે લાગશે,
અંધ બને છે જેમાં નર ને નાર જો. એવો૦ ૩

મોજમજામાં સુખ કદીય ન ભાસશે,
મમતાનું હું તોડી નાંખીશ મૂળ જો;
સગાં સંબંધી પોતાનાં નહિ લાગશે,
માટી સોનું ભાસે મન જેમ ધૂળ જો. એવો૦ ૪

ધર્મ ધ્યાન ધ્યાતા થઇ આત્મ સ્વરૂપમાં,
રમતો રહી હું પડું નહિ ભવ કૂપ જો;

સમતા સંગે કર્મ કલંક વિદારતો,
થાઉં હું શિવ શાશ્વત સુખ ચિદ્રૂપ જો. એવો૦ ૫

કુમિત્રોની સોબત ત્યાગી જ્ઞાનથી,
સદ્ગુરૂ સંગતિ કરતો રહું નિશદિન જો;
બુદ્ધિ સાગર જન્મ જરા પરિહારીને,
આત્મ સ્વભાવે પરમાત્મ પદ લીન જો. એવો૦ ૬

---

## દુઃખની કરો દરકાર શું?

વરસે સુધા સૃષ્ટિ વિષે, પરબ્રહ્મની કરૂણાવડે;
સો વર્ષ પીતાં થાકશો, દુઃખની કરો દરકાર શું? ૧

રળીયામણો જંગલ વિષે, બગીચો બનેલો રહે સદા;
નાચો કુદો ખેલો રમો, દુઃખની કરો દરકાર શું? ૨

પ્રભુના ખજાના અખુટ છે, ચાલી જુઓ લખલુંટ છે;
પણ ના ખુટે ભંડાર એ, દુઃખની કરો દરકાર શું? ૩

જળમાં રમે સ્થળમાં ભમે, દરમાં વસ જે પ્રાણીઓ;
પાલન કરે કરૂણાનોધિ, દુઃખની કરો દરકાર શું? ૪

રક્ષક તમારો મર્દ છે, ભક્ષક બિચારો શું કરે;
દુઃખ શબ્દથી દીલમાં ડરી, દુઃખની કરો દરકાર શું? ૫

દોરંગી દુનિયાથી અતિ, દોરાય આલમ આંધળી;
પ્રભુના તમે બાળક બની, દુઃખની કરો દરકાર શું? ૬

---

# વૈરાગ્યમય પુરૂષોની વૈરાગ્યમય વાતો.

વાત કહું વૈરાગી વ્હાલા, વાત કહું વૈરાગી વ્હાલા;
ચેતન કેરી તજી ચતુરાઇ, શું ચુંથે ચાળા.—એ ટેક.
ખેર અંગારા શિર ધરિયાં, ખેર અંગારા શિર ધરિયા;
ગણ્યા નહીં ગુણીગજસુકુમારે, વિમળપંથવરિયા. વાત૦ ૧
સુકોસળ સિંહણથી મરિયા, સુકોસળ સિંહણથી મરિયા;
હિંમત ધરી હદપાર, પારવિણ સાગરથી તરિયા. વાત૦ ૨
મુની મેતારજ શિવ વરિયા, મુની મેતારજ શિવ વરિયા;
કુરકટપર કરૂણા કરી, એવા દયાતણા દરિયા. વાત૦ ૩
મરણથી માત્ર નહિ ડરિયા, મરણથી માત્ર નહિ ડરિયા;
સુરીકંતાએ સોમલ નખથી, પતિપ્રાણ હરિયા. વાત૦ ૪
શિયાળે શરીર ભક્ષ કીધું, શિયાળે શરીર ભક્ષ કીધું;
અંવંતિ સુકુમાર મુનિવરે, અચળ સ્થાન લીધું. વાત૦ ૫
ઝેર તજી જ્ઞાનવિષે ઝીલ્યા, ઝેર તજી જ્ઞાનવિષે ઝીલ્યા;
ખંધક મુનિના શિષ્ય પાંચસે, ઘાણીમાં પીલ્યા. વાત૦ ૬
તત્ત્વથી તર્યા વળી તરશે, તત્ત્વથી તર્યા વળી તરશે;
મોહ મમતામાં બહુ મુંઝાશે, ભવસાગર ફરશે. વાત૦ ૭
કરે છે તું ધૂળતણા ધંધા, કરે છે તું ધૂળતણાં ધંધા;
પડળ વળ્યાં છે પાપ તણાં, તે અળગાં કર અંધા. વાત૦ ૮
રાખમાં રતન કેમ રોળે, રાખમાં રતન કેમ રોળે;
સંતશિષ્ય કહે કાંઠે આવ્યું, નાવ કેમ બોળે. વાત૦ ૯

---

# દુ:ખીને ના ભૂલી જાશો.

---

અરે ઓ સુખીઆ લોકો, દુ:ખીને ના ભુલી જાશો;
મનુષ્યની પદવી પામીને, ન રંકોને ભૂલી જાશો. ૧
કર્યા સત્કર્મ જે પૂર્વે, સુફળ તેનું સ્વીકારીને;
હવે સુખમાં થઇ શોખીન, દુ:ખીને ના ભૂલી જાશો. ૨
થયા શ્રીમંત કે રાજા, પ્રભુની તે દયા જાણો;
પ્રભુ આજ્ઞા ઊથાપીને, દુ:ખીને ના ભૂલી જાશો. ૩
અવિદ્યાથી દુ:ખી લાખો, અનંતા ભૂખથી ભટકે;
પીડાતા સેંકડો દરદે, દુ:ખીને ના ભૂલી જાશો. ૪
ખીલેલું પુષ્પ ખરવાનું, જે આવ્યું તે જવાનું છે;
કર્યું હાથે જ તે સાથે, દુ:ખીને ના ભૂલી જાશો. ૫
તમે છો શ્રેષ્ટ રંકોથી, પ્રભુ છે સર્વથી મોટો;
નહિ કદીએ ભુલે તમને, દુ:ખીને ના ભૂલી જાશો. ૬
ઉદય ને અસ્ત છે સૌનો, કરે અભીમાન મુરખાઓ;
છે ભરતીઓટ લક્ષ્મીનો, દુ:ખીને ના ભૂલી જાશો. ૭
દુ:ખીને જો ભૂલી જાશો, પ્રભુ તમને ભૂલી જાશે;
ગજબ થાશે આ દુનીઆમાં, દુ:ખીને ના ભૂલી જાશો. ૮

---

# સદ્ગુરૂ પ્રત્યે પ્રાર્થના.

[ વિમળા નવ કરશો ઉચાટ—એ રાગ. ]

ગુરૂ મુક્ત થવાનો અપૂર્વ માર્ગ બતાવજો રે. એ ટેક.

ગંડુબની બહુકાળ ગુમાવ્યો, અથડામણુનો પાર ન આવ્યો;
નાલાયકમાં લાયકતા હવે લાવજો રે. ગુરૂ૦ ૧

તિમિર તમામસ્થળે છવાયું, હિતઅહિત જરા ન જણાયું;
અંધકારમાં પ્રકાશને પ્રગટાવજો રે. ગુરૂ૦ ૨

દર્દીના છે અનેક દોષો, જડતા સામું કદિ ન જોશો;
વિશાળ દ્રષ્ટિ કરીને અમી વરસાવજો રે. ગુરૂ૦ ૩

હૃદયે શુભવૃત્તિ ચડે છે, અનેકવિઘ્ન ત્યાં આવી નડે છે;
આ અગવડની સરસ દવા સમજાવજો રે. ગુરૂ૦ ૪

અલગ રહે અકળામણ ભારી, નિર્બળતા રહે સદા ન્યારી;
દયા કરી ગુરૂ એવી ચાંપ દબાવજો રે. ગુરૂ૦ ૫

અંજન નેત્રે અજબ લગાવો, સત્ય રહસ્ય મને સમજાવો
શંકા ફરી ઉપજે નહિ એમ સમજાવજો રે. ગુરૂ૦ ૬

જન્મમરણ જાયે ગુરૂ મારા, નીકળીને દોષો રહે ન્યારા;
સંતશિષ્યને એવું સ્વરૂપ સુણાવજો રે. ગુરૂ૦ ૭

# આત્માને શીખામણ.

[ ઝુલણા છંદ. ]

ચેત તું ચેત તું ચિત્તમાં આત્મા,
પ્રાણ પરલોકનો છે વિહારી;
આજ તેતર પરે, ફાળ તાકી ભરે,
કાળ પણ ફાળ દે રાત દાડી;
અથીર તન ધન ગણો, અથીર સુખ સાધનો,
અથીર સંસાર આ સીંધુ ખારો;
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી,
અહસમે ધર્મનો મર્મ ધારો. —એ ટેક.
જીવવું વર્ષ સત, આયુષ્ય કલ્લોલવત,
લોભનો થોભ નહિ કોઇ કાળે;
સમયમાં ના સજે અંતમાં શું ભજે,
વાત પિત્ત કફ ત્રિપે નાડ ચાલે;
વ્યાધિની વેદના શુદ્ધ નહિ ચેતના,
તે સમે નવ ગમે ધર્મ સારો. જાગ્ય તું૦ ૧

અંધ નગરી ફરે, દ્વાર કર ના ચડે,
આજ આવે જતાં દ્વાર પાસે;

એમ ભમતાં જડયો, સ્હેજ આવી ચડયો,
મનુષ્ય ભવ દ્વાર આ વાર ભાસે;
રંક હાથે ચડયો, રત્ન ચિંતામણી,
રાગ વશ કાગનો હોય ચારો. જાગ્ય તું૦ ૨

જીવ નટ નાચીયો, નાચ ભવ ભવનમાં,
તદપિ નહી વીરચ્યો કોઇ વેળા;
ચાર ગતિ વેદના છેદના ભેદના,
સ્વજનના વિરહને થાય મેળા;
માત પુત્રીપણે, પુત્રી દારાપણે,
ઉલટ ભવચક્રનો ભેદ ન્યારો. જાગ્ય તું૦ ૩

કયાંથી અહિં આવવું, પ્રાણીયા કયાં જવું,
શું કર્યું આજ શુભ કામ જીવે;
એમ ધરી ધારણા પાપથી જે હઠે,
ભવ તરે જઈ સુધા સ્વાદ પીવે;
જ્ઞાનની વાતમાં રાગ પરભાતમાં,
સાંકળે સાંકળ્યા આ વિચારો. જાગ્ય તું૦ ૪



## કીરતારની ન્યારી કૃત્તિ.

---

કરીને મનોરથ માનવી,
મનમાં ફુલાઇને ફરે;
પણ હવની શું ધારણા,
તે ભેદ કોણ કળી શકે ? ૧

ઉગે પ્રભાતે સુરજ નભમાં,
તરૂણ મધ્યાન્હે થતો;
સંધ્યા સમે ક્ષિણ તેજ થઈ,
અસ્તાચળે ઉતરી જતો. ૨

તે રીત સૌ વસ્તુ તણી,
ચડતી અને પડતી થતી;
સુખ દુઃખ આવે જાય,
એ કીરતારની ન્યારી કૃત્તિ. ૩

---

અ મ દા વા દ માં
આ પુસ્તક મળવાનું ઠેકાણું:—
**સંઘવી વાડીલાલ કાકુભાઇ**
સારંગપુર—તળીઆની પોળ.

# તત્ત્વ વિચાર.

---

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ભવચક્રનો, આંટો નહી એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી રહો.

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો,
શું કુટુંબ કે પરીવારથી, વધવાપણું એ નવ ગ્રહો;
વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો,
એનો વિચાર નહી અહોહો ! એક પળ તમને હવો.

હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરહરૂં ?
એના વિચાર વિવેકપૂર્વક, શાન્ત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં, સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યાં.

તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું;
રે આત્મ તારો આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.

---

લીંબડી નિવાસી શાહ ત્રીભોવનદાસ મોરારજીના
સ્વર્ગસ્થ ધર્મપત્ની બાઇ મોંઘીબાઇના સ્મરણાર્થે ભેટ

# નિત્ય સ્મરણ



છપાવી પ્રસિદ્ધ કરનાર:
**ત્રીભોવનદાસ મોરારજી શાહ**
સારંગપુર-તળીયાની પોળ, અમદાવાદ

# પ્રભુ પ્રાર્થના

[ શું કહું કથની મારી—એ લય. ]

ઇચ્છું નિશદિન એવું દેવ, ઇચ્છું નિશદિન એવું. ટેક

અજાણતા પણ મારા કરથી, શ્રેય અવરનું થાઓ;
તન મન ધન સાધન સહુ મારાં, એ પંથે યોજાઓ. દેવ૦૧

અર્પણ યોગ્ય સ્થળે કરૂં એવી, પ્રેમદશા પ્રગટાવો;
યાચકતાની અધમદશા ટળી, ઉદાર ગુણ ઉભરાવો. દેવ૦૨

પાપ પંથમાં પગ મુજ ન પડે, એ સમજણ પ્રભુ આપો;
દુઃખમાં પણ વિસરૂં નહિ તુજને, એ લાયકતા લાવો. દેવ૦૩

કામ ક્રોધ ને લોભ લુંટારા, લહે ન મુજને લુંટી;
અંત સમે મને અકામ મરણે, કાલ ન મારે કુટી. દેવ૦૪

મૃગજળ સરખા વિવિધ વિષયમાં, મન લલચાય ન મારૂં;
શરણાગત આ સંત શિષ્યને, તારક શરણું તમારૂં. દેવ૦૫

---

લીંબડીનિવાસી શા[illegible] [illegible]ના[illegible]રજી
ના સ્વર્ગસ્થ ધર્મપત્ની બાઇ મોંઘીબાઇના
સ્મરણાર્થે ભેટ.

---

# નિત્ય સ્મરણ



સંશોધન કરી,

છપાવી પ્રસિદ્ધ કરનાર :

**શ્રીભો[illegible]દાસ મો[illegible]રજી શાહ**

સારંગપુર–તળીયાની પોળ,

અમદાવાદ



કીંમત સદુપયોગ.

# બે બોલ

સદ્‌ગતના સ્મરણાર્થે એક સ્ત્રી ઉપયોગી નાનું પણ સર્વ ગ્રાહ્ય પુસ્તક પ્રગટ કરી અમુક અંશે ફરજમાંથી મુક્ત થવાની ઇચ્છા ઉદ્‌ભવતા શ્રી **સામાયિક, અનુપૂર્વિ** ઉપરાંત **ભાઇશ્રી વાડીલાલ કાકુભાઈ સંઘવીએ**, વિદ્વાન લેખકોના પુસ્તકોમાંથી સંગ્રહ કરી તૈયાર કરેલી હસ્તલિખિત પ્રત મારા જોવામાં આવતાં તેમાંથી 'પુત્રના માતા–પિતા પ્રત્યેના ધર્મ', '**સાસરે** જતી પુત્રીને માની શિખામણ', 'ધર્મની આવશ્યકતા', 'જીવરૂપ નગર'; વિગેરે તેમજ ગાંધીજીના ઉપયોગી વિષયોનો સંગ્રહ કરી આ પુસ્તક પ્રગટ કરવામા આવ્યું છે.

**આશા** છે કે, દરેક આત્માર્થી વ્યકિત આવા આત્મહિતાર્થ પુસ્તક–મનન–નો અવશ્ય લાભ લેઇ આત્મશ્રેય કરશે.

ઉપરોકત પુસ્તક તુરત જ પ્રસિદ્ધિમાં લાવવાની વ્યવસ્થા માટે **ભાઇશ્રી વાડીલાલ કાકુભાઈ સંઘવીએ** જે ધર્મ પ્રેમ બતાવ્યો છે, તેની નોંધ લેતાં મને આનંદ ઉપજે છે.

**અમદાવાદ**<br>
શ્રાવણ જન્માષ્ટમી,<br>
સં. ૧૯૮૭

**શા. ત્રીભોવનદાસ મોરારજી.**

# સ્મરણાંજલી



## સ્વર્ગસ્થ પૂજ્ય માતુશ્રી !

આપે અમને ખંતથી ઉછેરી, કાળજીથી ભણાવી, જે અનુપમ પુત્રવાત્સલ્ય દર્શાવી જન્મ જન્માન્તરના ઋણિ બનાવ્યા છે, તે ઋણમાંથી અમે સંપૂર્ણ અંશે તો કદી પણ મુક્ત થઇ શકીએ તેમ નથી; પરંતુ યત્કિંચિત મુક્તિ મેળવવાને–બની શકતું ઋણ ફેડવાને—ફૂલ નહિં તો ફૂલની પાંખડી તરીકે આ 'નિત્ય સ્મરણ' નામક ન્હાનકડા પુસ્તક–પુષ્પની સ્મરણાંજલિ શ્રદ્ધાપૂર્વક સમર્પણ કરતાં, અમે છીએ–

આપના

દીન કીંકર બાળકો

**બાલચંદ અને રમણિકલાલ.**

લીંબડી નિવાસી શાહ ત્રીભોવનદાસ મોરારજીના
સ્વર્ગસ્થ ધર્મપત્ની



બાઇ મોંઘીબાઇ

જન્મ : સંવત ૧૯૩૦ અવસાન : સંવત ૧૯૮૭

અમર આત્મા તમારાને સદા શાન્તિ પ્રભુ આપો;
ઋણી બાળકતણું માતા! નિરંતર એ જ તર્પણ છે.

# આત્મબોધ

---

સગાં સંબંધીના પરલોકવાસથી ખેદ થાય એ સ્વાભાવિક છે, પણ સ્થૂળ શરીરના ક્ષણુભંગુરપણાનો, સગાંઓના સંયોગ વિયોગના પ્રારબ્ધાધીનપણાનો, તથા આત્માના અમરપણાનો વિચાર કરીને મનને શાન્ત રાખવા પ્રયત્ન કરવો.

તેમનું સ્મરણ થઇ આવતાં જો મન વ્યાકુળ થાય તો ઉપરના વિચાર વડે પોતે પોતાના મનને પુનઃ શાન્ત કરતા રહેવું.

---

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

**ત્રીભોવનદાસ મોરારજી શાહ**

સારંગપુર—તળીયાની પોળ—**અમદાવાદ.**